# પુનર્મિલન

જુના પ્રેમીઓના સંજોગીક મીલાપને

લગતી એક રસપુર્ણ સામાજીક

નવલકથા.

લેખક:—શા. હીરાલાલ સી. નાણાંવટી

પ્રગટ કર્તા:

રતનશાહ એફ. અચારીઆ.

ઠે. નં. ૩૮૦—૩૮૪, ક્રાફરડ મારકેટ; મુંબઇ.

કીંમત...બે...આના

| | | |
|---|---|---|
| India's Foremost Gujarati Monthly ! | **'FAVORITE.'** | Issued Punctually on the 1st. |

(1) Distribu'ed among all the Gujarati-reading Communities, the world over.



newsstands !

## DEMAND FACTS !!

*Charges:—Single Colnmn—1" Ench Space, Rupee 1/4/- Per inseration*

# પુનર્મિલન

## જુના પ્રેમીઓના સંજોગીક મીલાપને લગતી
## એક રસપુર્ણ સામાજીક નવલકથા.

લેખક—રા. હીરાલાલ સી. નાણાવટી.
"વાર્તા વિભાગ," ઠે. ક્રાફરડ મારકેટ; મુંબઇ.

### પ્રકરણ—૧ લું.

"ભાવિ વિયોગના ભણકારા"
સૂણી એ ઝબકી જાગી,
સ્વપ્નનો સાર શો હશે?
–તું મુજને છોડીને જશે?"
—નરસિંહરાવ (મહાભિનિષ્ક્રમણ),

સૂર્યોદયનો સમય થઇ ગયો હતો. લોકો પોતપોતાને કામે વળગવા લાગ્યા હતા.

અરૂણ જરા મોડો સુતો હતો એટલે અને ઉઠવાનું મન થતું ન હતું. પથારીમાં પાસા ફેરવ્યા કરતો હતો. સ્વપ્નનિંદ્રા લીધી હતી.

એજ સમયે એક યુવતી, દાતણપાણીનો લોટો તથા ચ્હાનો કપ લઇ, અરૂણના ઓરડામાં આવી. લોટો તથા ચ્હાનો કપ, અરૂણના ખાટલાની પાસેના ત્રિપાય પર મૂકયા. નિદ્રાધીન અરૂણના મુખ તરફ ઘડીક જોઈ રહી. પાસે જઇ, અરૂણના કપાળપર પોતાનો હસ્ત મુકયો.

'ઉષે! તું કયાં જતી હતી?' કહેતાં–ખરૂં જોતાં બબડતાં અરૂણ ઝબકી જાગી ઉઠયો, અને પાસેજ ઉષા–તે યુવતીનું નામ તેજ હતું–ને

ઉભેલી જોઇ, સમકર્યો! પોતે સ્વપ્નાવસ્થા અનુભવી રહ્યો છે ક નિહાળી રહ્યો છે, તેની ખાત્રી કરવા એણે નયનો પુનઃ મીંચી દીધા. ઉઘાડતાં ઉષા સામેજ જણાઇ.

'અરૂણ!" ઉષાએ કોમળ સ્વરે પૂછ્યું "શું કહેતા હતા?'

'હેં! ઉષે, કંઇ નહિ,' સ્વસ્થ થવાનો યત્ન કરતાં અરૂણે કહ્યું, 'અને તું ક્યારની આવી છે?'

'તમે 'ઉષે, તું ક્યાં જતી હતી?' એમ પૂછતા હતા ત્યારની,' ઉષા સ્મિત કરતાં બોલી; 'કંઇ સ્વપ્ન તો નહોતું જોતાને?'

'એમજ હતું ઉષે! પ...અ...ણ...'

'પણ તમે પ્રથમ દાતણ પાણી કરી લઇ, ચ્હા પી લ્યો, અને પછીથી વાત કરો એમજને?' ઉષાએ વાક્યપૂર્તિ કરી.

એ સૂચના તરતજ અરૂણે માન્ય કરી લીધી. દાતણ પાણી કરી લઇ, ઉષાએ આપેલા કપમાંથી અરૂણે ચ્હા પીવા માંડી.

'ઉષે!' ચ્હાનો ઘુંટડો પેટમાં પડ્યા પછી અરૂણે કહ્યું.

'હાં, ચલાવો તમારૂં પુરાણ,' પાસેની ખુરસીમાં બેસતાં ઉષા બોલી.

'સામેજ તું આવી તે વખતે હું સ્વપ્નજ જાણે જોઇ રહ્યો હતો.'

'...કે...'

'તું મારાથી જાણે રિસાઇને દૂર જતી રહેતી હતી, જાણે ત્યાગીનેજ?'

'ને તેથીજ તમે બૂમ પાડતા હતા કે હું ક્યાં જતી હતી?'

'તેં પણ ત્યારે સાંભળ્યું લાગે છે?' અરૂણે વિસ્મય પામી પુછ્યું.

'તે વખતે તો હું તમારા ખાટલા પાસેજ ઉભી હતીને? પણ આ એ એક નવાઈ જેવીજ વાતને?'

'કેમ? એટલે?' અરૂણે ન સમજતાં પ્રશ્ન કર્યો.

'પાછલી રાત્રે મને પણ એવુંજ સ્વપ્ન આવ્યું હતું.'

'એવુંજ એટલે?' બેબાકળા બની અરૂણે વચમાં પુછ્યું.

'એટલે એમ કે તમે મને ત્યાગીનેજ જાણે જતા રહેતા હતા ને એવું એવું!' બોલતાં બોલતાં ઉષાના નયન-યુગલમાં અશ્રુ ચમક્યાં.

'એ તો સ્વપ્નાં કહેવાય!' કહેતાં અરૂણની નજર ઉષાના મુખ પર પડી, 'પણ તું રડે છે?'

'કંઇ નહિ અરૂણ, એ તો રહેજ!' અશ્રુ લુછી સ્વસ્થ બની ઉષાએ કહ્યું.

'ઉષે!' આશ્વાસન અપતાં અરૂણે કહ્યું. 'એમ ન સમજીશ કે હું તને વિસરી જઇશ. આ ભવમાં તો નહિજ.'

'અરૂણ,' ઉષા ઉભી થતાં બોલી, 'એવા અગત્યના સવાલની ચિંતા અત્યારથીજ શા માટે? કોણે દીઠી કાલ?'

'ઉષે,' ઉષાનો હસ્ત ખેંચી વચન આપતો હોય તેમ તેના હાથમાં પોતાનો હસ્ત મુકી, જાણે ભીષ્મ પ્રતિજ્ઞા કરતો હોય એવી છટાથી અરૂણે કહ્યું; 'લે આ મારૂં વચન! અને જેમ પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય તેમ જીવનના આવા મહત્વનાં સવાલનાં મંડાણ અને નિરાકરણ નાનપણથી બાળપણથીજ થાય અને થવા જોઇએ!'

'અરૂણ! જીવનનો પંથ આપણે કલ્પીએ છીએ એટલો સહેલો નહિ હોય!'

'કોણે કહ્યું?' જાણે નજીવો સવાલ હોય તેમ અરૂણે પૂછ્યું.

'દરેક અનુભવી એમ કહે છે. જગત્ કહે છે.'

'અરે જગત્ જખ મારે છે, અને છતાંય જો પન્થ વિકટ હશે તોય આપણે એક બીજાના સહચારથી તરી જઇશું.'

'મુશ્કેલીઓ નડશે છતાંય?'

'અરે મુશ્કેલીઓને વધાવી લઇશું. એમાં તો આપણી કસોટી થશે.'

'અને ન તરાયું તો?' ઉષાએ શંકા દર્શાવી.

'તો સાથેજ ડુબશું!'

ઉષાનું હૃદય હર્ષાવેગથી પુરી રહ્યું. આટલુ બધું સુખ એની કલ્પનામાં પણ ન આવી શક્યું.

'અરૂણ! બા તમને બીજી કન્યા સાથે પરણાવે તો?'

'શું કામ?' અરૂણને એ સવાલની અગત્ય ન જણાઇ.

'હું ગમે તેવી તોએ પાલિતા ગરીબ કન્યા! કયાં હું અને કયાં તમે?'

'ઉષે, મેં કહ્યુંને કે પરણીશ તો મારી ઉષાનેજ! શુદ્ધ સ્નેહમાં શ્રીમંતાઇ–નિર્ધનતાના ભેદને સ્થાનજ નથી હોતું!' અરૂણે સ્નેહની વ્યાખ્યા સમજાવી.

એટલામા ઘડિયાળમાં સાતના ટકોરા પડયા. ઉષાને વસ્તુસ્થિતિનું ભાન એટલે ગૃહકાર્ય યાદ આવ્યું. એટલે ઉઠી અને જતાં જતાં કંઈ યાદ આવતું હોય તેમ બોલી; 'અરૂણુ, આજ તો તમારૂં પરિણામ !'

'હા, પાસ થઇશ તો તો બપોરે તાર જરૂર આવી જશે.'

'થઇશ શું ? થવાનાજ. પ્રભુ તમને યશસ્વી કરે!' ઉષાએ શુભેચ્છા દર્શાવી.

'તારા જેવી નિર્દોષ યુવતીની અંતરેચ્છાને પાર પાડવા તો પ્રભુ જેવાને પણ શોખ થાય! ખરૂંને ઉષે?'

ઉષા જવાબ દેવાને બદલે, સ્મિત કરી તરત નીચે જતી રહી.

* * *

અરૂણુની મહેનતના પ્રતાપે કે ઉષાનાં શુદ્ધ હૃદયની શુભેચ્છાના પ્રતાપે, જેમ ગણો તેમ, પણ બપોરે અરૂણુના પાસ થયાનો તાર આવી ગયો. અરૂણુ અને ઉષાએ હૃદયથી પ્રભુનો પાડ માન્યો.

અરૂણુના પિતા નવનિધરાય અને માતા મધુલક્ષ્મી પણ ખુશ થયા હતા.

અત્રે ઉષાની ટુંક પિછાણુ અસ્થાને નહિ ગણાય. ઉષા જયારે નાની બાળકી હતી, ત્યારેજ એની માતા મૃત્યુ પામી હતી. એટલે એના પિતાએ ઉછેરી મોટી કરી હતી. ઉષાના પિતા નવનિધરાયના મિત્ર હતા, એટલે ઉષાને વારંવાર ત્યાં જવાનું થતું. આમ બાળપણુથીજ અરૂણુ અને ઉષા વચ્ચે મૈત્રી જામી હતી. ઉષા માંડ બારતેર વર્ષની થઈ હશે ત્યાં એના પિતા પણ મૃત્યુ પામ્યા. મરતાં પહેલાં ઉષાને ન પરણાવી શકયા એટલો અસંતોષ એમને રહી ગયો હતો. એટલે પોતાના મિત્ર નવનિધરાયને ઉષાને યોગ્ય સ્થળે પરણાવી દેવાની વિનંતી કરી ગયા હતા. ઉષા ત્યારથીજ અરૂણુને ત્યાંજ રહેતી હતી. બે વર્ષના સતત સહવાસથી ઉભયમાં નાનપણની મૈત્રી વધું જાગ્રતી થઇ હતી, અને એ મૈત્રીએ સ્નેહનું સ્વરૂપ લેવા માડયું હતું. હજુ સુધાં મૈત્રી સ્વરૂપનો શુદ્ધ સ્નેહજ હતો. નવનિધરાય કે મધુલક્ષ્મીને એની ગંધ સરખી પણ ન હતી.



## પ્રકરણ—૨ જું.

## મુંબઈ તરફ.

પાસ થયો એટલે આગળ અભ્યાસ કરવા અરૂણે મુંબઈ જવું એમ ઠર્યું. ત્રણ ચાર દિવસમાંજ તૈયારી કરીને ઉપડી જવાનું હતું.

છુટા પડવાનો સમય નજીક આવતો જોઈ, ઉષાના હૃદયમાં ભાવિ વિયોગના ભણકારા વાગી રહ્યા હતા. ગાઢ મૈત્રી જામ્યા પછી, વિયોગનો એક પણ પ્રસંગ ઉભયને હજુ સાંપડયો ન હતો. હૃદય બળી રહ્યું હતું, છતાં એ મનોદશા બહાર ન જણાય તેમ સાવચેતી રાખી, ઉષા સામાન બાંધવામાં મદદ કરતી હતી. પેલું સ્વપ્ન ફરી ફરીને યાદ આવતું. સ્વપ્નની યાદથી એનું હૃદય કાંપી રહેતુ, જેમ ટાઢથી કાયા કંપે તેમ! છતાં જેમ તેમ સંયમ જાળવવા ઉષા મથતી.

જે દિવસે અરૂણ જવાનો હતો તેની આગલી સાંજે, એ અને ઉષા બે એકલાંજ ઘરમાં હતા. નવનિતરાય બહાર ગયા હતા અને મધુલક્ષ્મી પડોશીને ત્યાં ગઈ હતી. અરૂણ પોતાની આવશ્યક વસ્તુઓની યાદી બનાવી શું આવ્યું શું રહી ગયું વિગેરેની ધમાલમાં હતો. ઉષા એને રહી જતી વસ્તુઓ મેળવી આપવામાં અને બાંધવામાં મદદ કરી રહી હતી, વિયોગના ભણકારા ઉભયના હૃદયમાં વાગી રહ્યા હતા એટલે કોઇ કોઇ વાર સાથેજ સુનમુન થઇ ઉભા રહી જતા, કામ કરવું ઘડિક બંધ કરતાં પુનઃ યાદ આવતાં મચ્યા રહેતા.

અરૂણ ન દેખે તેમ, ઉષાએ પોતાનો ફોટો અરૂણની બેગમાં કપડાં નીચે મૂકી દીધો, અને પાછી તરત મદદ કરવા મંડી પડી.

'અરૂણ, કાલે તો આ વખતે જવાની ધમાલ હશે કેમ?' ઉષા બોલી.

'હા, અને પરમ દિવસે તો મુંબાઇમાં!'

'પછી પાછા કયારે આવશો?'

'લે, તું તો ગાંડી છે, ઉષે.'

'કેમ?'

'કેમ તે વળી હજુ ગયો નથી ત્યાં તો આવવાની વાત કરે છે તેથી!'

'તે જવા બેઠા છો તે તો જશોજ ને? કંઇ થોડા રહેવાના છો? તેથી આવવાનું પણ ન પુછાય?' વિયોગના ખ્યાલથી ઉષાની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યા.

અરૂણે એ આંસુ જોયા. પાસે જઈ આંસુ લુછી, ઉષાનો હાથ ખેંચીને ખાટલામાં બેસાડી પોતે પાસે ઉભો રહી અને કહ્યું. 'હત્તારીની! તું આટલી બધી પોચી થશે તો પછી ત્રણચાર મહિનાનો વિયોગ કેમ કરી સહી શકશે ?'

'એ તો સ્હેજ અરૂણ!' ઉષા સ્વસ્થ થતાં બોલી.

'ત્યારે નહિ રડેને હવે? ઉષાનું મુખ ઉંચું કરતાં અરૂણે પુછ્યું.

ઉષા જવાબ આપવાને બદલે અરૂણના મુખ તરફ જોઇ રહી. ઘડી ઉભયનું તારામૈત્રક રચાઇ રહ્યું.

'કહેને ઉષે, નહિ રડેને?' અરૂણે ભાન આવતાં ફરી પુછ્યું.

'નહિ રડુ, બસ? પણ મને ભૂલી નહિ જાઓને?'

'ઉષે, તે દિવસે મેં તને શું કહ્યું હતું?'

'શું?'

'કે આ ભવે તો નહિજ ભુલું.'

'અરૂણ, સ્રીઓનાં કાળજાં તો એવાજ હોય. હજુ મને પેલું સ્વપ્ન યાદ આવે છે!''

'એ તો આખરે સ્વપ્નુંજ ને? અને સ્નેહની કિંમત સંયોગ કરતાં વિયોગમાંજ વધું અંકાય છે, સમજીને?'

'અરૂણ, હું સંયમ જાળવવા મથીશ. છતાંય કહું છું કે મને ભુલશો નહિ, હો?'

'લે આ વચન, ઉષાના હસ્તમાં પોતાનો હસ્ત મુકતાં અરૂણે કહ્યું, 'બસ?'

'અને કાગળ પણ લખશોને?'

'જરૂર.'

ઉભય થોડી પળ શાન્ત બેસી રહ્યા, જાણે કોઇ દિવ્ય ભૂમિમાં વિચરી રહ્યા હોય તેમ. વર્તમાનકાળ ઉભય ભુલી ગયા. ઉષાનો હસ્ત હજુ અરૂણના હસ્તમાંજ હતો. અરૂણે એ હસ્ત પોતાના હોઠે લગાડયો. ઉષાએ સ્નેહપુર્ણ નયનો ઉંચા કર્યાં અને ઉભયનું પુનઃ તારામૈત્રક રચાયું. અને શું કરે છે તેનું ભાન થાય તે પહેલાંજ અરૂણે ઉષાના હોષ્ઠ ચુમી લીધા. ઉષા પણ પોતાને ધન્ય માનતી અરૂણની બાથમાંજ મુખ ઢાંકી ઉભી રહી.

અન્તે વિયોગનો દિવસ ઉગ્યો. ઉષા હૃદય જેમ તેમ સખ્ત કરી, આંખોથીજ મુકત વિદાય આપી રહી હતી. અરૂણે પણ વાતવાતમાં ઉષાની કાળજી લેવાની સુચના મધુલક્ષ્મીને કરી દીધી હતી.

સ્હાંજે અરૂણને મુકવા સર્વ ગાડીમાં બેસી સ્ટેશન તરફ ગયા. ગાડી ઉપડવાના ટકોરા થતાં ઉષાના હૃદયમાં પણ ટકોરા થયા. જાણે એના હૃદયને ધક્કો લાગ્યો હોય તેમ ધ્રઠીક ચમકી. અરૂણ પણ નવનિધરાય અને મધુલક્ષ્મીની નજર ચુકવી, ઉષા તરફ જોઇ રહ્યો હતો. ટ્રેઇન પ્લેટફોર્મ વટાવી ગઇ ત્યાં સુધી અરૂણ બારીમાંજ રૂમાલ હલાવતો ઉભો રહ્યો હતો.

ટ્રેઇન જ્યારે દષ્ટિપંથમાંથી દૂર થઇ ત્યારે સર્વ ઘર તરફ જવા ઉપડયા. ઉષા પણ મહા મહેનતે પગલાં ઉપડતા હોય તેમ, જાણે પગલાં ઉપડતાજ ન હોય એમ યત્ન કરતી પાછી વળી, જાણે કોઇ અદ્રસ્ય શકિત એને ત્યાંજ સ્થંભાવી રાખવા મથતી હોય તેમ !



## પ્રકરણ—૩ જું.

## ટ્રેનમાં.

જેમ જેમ ઉષા દષ્ટિપથમાંથી દૂર થવા લાગી તેમ તેમ અરૂણના ચિત્તની અસ્વસ્થતા વધતી જતી હતી. પ્રથમવારજ એ ઉષાથી છુટો પડતો હતો. ઉષાનું મુખ એની દષ્ટિ આગળ તરવરી રહ્યું હતું, જોઇ શક્તો હોય છતાંય બોલાવી ન શક્તો હોય, એ સ્થિતિ એને અસહ્ય થઇ પડી...

વલસાડના સ્ટેશને એક યુવતી એના ડબ્બામા ચઢી.

એને મુકવા આવનાર ગૃહસ્થે, 'ભાઇ કયાં જવું છે ?' ના પ્રત્યુત્તરમાં જ્યારે 'મુંબઇ' તેણે સાંભળ્યું ત્યારે એના મુખ પર નિશ્ચિંતતાની ભાવના પ્રગટી.

'ઠેઠનોજ સંગાથ છે' માટે 'જરા જોતા રહેજો' 'માફ કરજો હં' વિગેરે હંમેશ ઉચ્ચારાતા બોલ બોલી, તસ્દી માટે આભાર માની, મુકવા આવનાર ગૃહસ્થે રજા લીધી.

ટ્રેન ઉપડી.

એ નવીન યુવતીના આગમને અરૂણની વિચારસૃષ્ટિમાં ખળભળાટ મચાવ્યો. થોડીજ વાર પર આવતા ખ્યાલો, વિચારો આપો આપ આથ-મતા જણાયા. અજાણ્યાને, ખાસ કરીને અજાણ યુવાન સ્ત્રીને, મળતાં અનુભવાતો સંકોચ એ અનુભવવા લાગ્યો.

યુવતીની નજર ન પડે એમ એની તરફ ધારીને જોઇ લઇ ઓળખવા મથતો. પણ એમ કાંઇ થોડીજ માહિતી મળે છે?

તે યુવતી પણ અરૂણની નજર ચુકાવી એના તરફ જોઈ રહેતી. અને જ્યારે એની અને અરૂણની દૃષ્ટિઓ સામસામી અથડાતી, ત્યારે ઉભય સ્વસ્થપણાંનો ઢોંગ કરી, પોતપોતાની દૃષ્ટિ ફેરવી લેતા.

યુવતી પોતાના હાથમાં રાખેલ પુસ્તકમાં નજર પરોવતી. અરૂણ બારીમાંથી બહાર નજર ફેંકી રહેતો.

બે અજાણ્યાનો અચાનક અને વિચિત્ર સંજોગોમાં થયેલો મેળાપ ઘણીવાર એક અણઉકેલ કોયડા સમાન થઇ પડે છે.

અરૂણ અત્યાર સુધીમાં ઉષા સિવાય બીજી કોઈ યુવતીના ખાસ સંસર્ગમાં આવ્યો ન હતો એટલે વાત કેમ કરવી એ કળા એને સાધ્ય ન હતી. છેવટે એણે પણ પોતાની બેગ ઉઘાડી એક પુસ્તક કાઢ્યું.

આંખમાં જરાતરા ઝોકાં આવતાં હતાં, પરન્તુ એ યુવતીની સંભાળ પોતાને રાખવાની છે, એ ખ્યાલ આણી જાગૃત રહેવાનો યત્ન અરૂણ કરતો હતો.

પાલઘર આવતાં ચ્હા પીવાનું મન થયું, અને એના મનના ખ્યાલો જાણે પેલી યુવતી જાણી ગઇ હોય તેમ બોલીઃ 'પાલઘર આવ્યું ?'

'હેં એ હા !' જાણે ચમક્યો હોય તેમ અરૂણે કહ્યું.

અરૂણનો જવાબ સાંભળી આવતું હસવું માંડ ખાળી રાખી તે યુવતીએ કહ્યું, 'ત્યારે ચ્હાવાળાને બોલાવશો?'

'ભાવતું 'તું ને વૈદ્યે બતાવ્યું.' અરૂણના ટાંટીયામાં એકદમ જોર આવ્યું, તરત ચ્હાવાળાને બોલાવ્યો.

ઉભયે ચ્હા પીધી. પૈસા આપવાનો ઘણોય વિવેક તે યુવતીએ કર્યો, પણ અન્તે અરૂણેજ પૈસા આપ્યા યુવતીએ પોતાની ડબ્બી કાઢી, સોપારી એલાયચી અરૂણને આપ્યાં

૨૧૫૪૮



ટ્રેન પાછી ચાલુ થઇ. જાણે વિસામો લેવાથી સ્ફુર્તિ આવી હોય તેમ ટ્રેનની ગતિ વધતી જતી હતી.

અરૂણની આંખમાંથી નિંદ્રા નાસી ગઇ; પુર્ણ જાગૃતિ આવી હતી. ચોપડી પાછી મુકી દીધી. જોત જોતામાં મુંબઇ આવી જશે તો પછી એ યુવતીનો ઇતિહાસ જાણવાની આકાંક્ષા મનમાંજ રહી જશે, એ ખ્યાલથી વાત કરવાનો લાગ શોધી રહ્યો હતો.

'તમારે...છે તે...બોમ્બે સેન્ટ્રલજ ઉતરવાનું છે ને?' અરૂણે અન્તે હિંમત કરી.

તે યુવતી પણ જરા શરમાઈ.

"હા!"

થોડીવાર શાંતિ પ્રસરી રહી.

"તમે કયાં ઉતરવાના છો?" તે યુવતીએ વાર્તાલાપ ચાલુ રાખવાના ઇરાદાથી પુછ્યું.

"ત્યાંજ!"

"પહેલા વહેલા આવો છો?"

"હા."

"ત્યારે કોઇ તેડવા આવનાર તો હશે?" યુવતીએ પુછ્યું.

"મારો એક મિત્ર આવવાનો છે અને તમને તેડવા..."

"મારો ભાઈ, તમારા મિત્રનું નામ?"

"રમણ શ્રોફ!"

"કોણ? રમણલાલ માણેકલાલ શ્રોફ?"

"હા, કેમ તમે તેને ઓળખો છો?" અરૂણે વિસ્મય પામી પુછ્યું.

"એ તો મારા ભાઈ થાય."

"તમે એમનાં બ્હેન થાઓ ત્યારે?" અરૂણે પુછ્યુ. નવી શોધથી ઉભય હસતા બેસી રહ્યા. થોડીવાર પર લાગતું અજાણ્યાપણું નિર્મુળ પામતું જણાયું. જાણે એકબીજાને ઘણાય વખતથી ઓળખતા હોય તેમ લાગ્યું. એ યુવતીને સાથેજ ઉતરવાનું એટલુંજ નહિ. પણ એને ઘેરજ જવાનું હતું. એથી ઘડિક પહેલાં ઉપજતો ઉષાના વિયોગનો ખ્યાલ તરત જતો રહ્યો.

"તમારૂં ત્યારે...છે તે...નામ?"

"નલિની! અને...છે તે...તમારૂં ?" મસ્તીમાં આંખો નચાવતાં નલિનીએ પુછયું.

"અરૂણ !"

ઉભય ફરી હસી પડયાં.

અન્તે બોમ્બે સેન્ટ્રલ આવ્યું.

રમણ તેડવા આવ્યો હતો.

"વાહ! તું અને નલિના સાથે કયાંથી થઈ ગયા ?"

"ઠેઠ વલસાડથી મારા 'ચાર્જ'માં હતાં !" અરૂણે મોટો લ્હાવો લેતાં કહ્યું.

'પણ...છે તે'...અરૂણના 'છે તે,' શબ્દનો ઉપયોગ કરતી બોલી.

"શું છે તે ?' અરૂણે શરમાઈ જઇ પુછયું.

"ઓળખાણ તો પાછળ પછીજ થઇને ?"

"તે હું કાંઇ થોડોજ ત્રિકાળ જ્ઞાની છું કે મોઢું જોઇનેજ બધું જાણી શકું ?"

"ચાલો હવે, ઘેર વાતો કર્યા કરજો, આ તો સ્ટેશન છે," સમય અને સ્થળનું ભાન કરાવતા રમણે કહ્યું.

સર્વ હસતા હસતા બહાર નિકળ્યા ને મોટરમાં સામાન મુકાવી તેમાં બેસી ઘર તરફ ઉપડયાં.

## પ્રકરણ—૪ થું.

## હોટલમાં નવી ઓળખાણ!

'ટ્રીન્ગ...ટ્રીન્ગ...ટ્રીન્ગ!' ટેલીફોનની ઘંટડી વાગી.

'હલ્લો! કોણ ભાઈ?' રીસીવર હાથમાં લેતાં રજનિકાન્તે પૂછ્યું.

'હલ્લો! હું વિનય! કોણ રજનિ કે?'

'હા, કેમ કયારે આવે છે?'

'આ જોને, ચાર તો વાગી ગયા છે! દશેક મિનિટમાં નિકળી આવું છું!'

'ઓલરાઇટ! 'રેસ્ટોરાં'માં આવી પહોંચ! હું પણ ત્યાંજ આવું છું!' સાહેબજી કહી રીસીવર મુકી દેતાં રજનિકાન્તે કહ્યું.

લગભગ સાડાચારના સુમારે રજનીકાન્ત અને વિનયકાન્ત, મેડો સ્ટ્રીટમાં આવેલા એક હિન્દુ રેસ્ટોરાં આગળ ભેગા થયા. ઉભય અંદર ફર્સ્ટ કલાસમાં જઈ બેઠા.

'કેમ શેઠીયા, શું લાવું?' હોટેલના બોયે પૂછ્યું.

'શું ગરમ તૈયાર છે?' ટોપી કાઢી. ખુરસીપર મુકી, ટાંટીયા લંબાવી જરા 'બાદશાહી રીતે' રજનિકાન્તે પુછયું.

'ખમણ–પાંત્રા–બટેટા વડા–કચોરી–કંદ–કાતરી–સળી......'

'કેમ વિનય, શું લઇશું?'

'ખાસ કંઇ રૂચિ તો જાણે નથી; પેટપર હાથ દાબી, પેટમાંની જગ્યાનું જાણે માપ કાઢતો હોય તેમ વિનયકાન્તે કહ્યું.

'શું જાણે? એવોને એવોજ રહ્યો!' કહેતાં રજનિકાન્તે બોયને 'ખમણ–પાંત્રા' લાવવા ઓર્ડર છોડયો.

પાંચેક મિનિટમાં બોય બે પ્લેટો લાવ્યો, એટલે ઉભયે ખાવાનું શરૂ કર્યું. એટલામાં બહાર મોટરનું 'હોર્ન' વાગ્યું. મોટર રેસ્ટોરાંની પાસજ અટકી. એમાંથી કપડાં સમારતો એક યુવાન ઉતર્યો અને રેસ્ટોરાંમાં પ્રવેશી સીધોજ, જ્યાં રજનિકાન્ત અને વિનયકાન્ત બેઠા હતા, ત્યાંજ ગયો.

'ઓ હો! શશિવદન?' નવીન આગંતુકપર સહસા નજર પડતાંજ રજનિકાન્તે કહ્યું, 'આવી પહોંચ્યો ખરો?

'મેં ધાર્યુંજ હતું કે તું અહિં મળશે!' આગતુક શશિવદને બેસી હસ્તાં હસ્તાં કહ્યું. 'તારી ઓફીસમાં ટેલીફોન કર્યો તો જણાયું કે થોડી વાર પરજ તું ત્યાંથી નિકળી ગયો હતો.'

'હમે પણ હમણાંજ આવ્યા!' કહેતાં રજનિકાન્તે બોયને ખમણ-પાત્રાંની ત્રીજી પ્લેટ લાવવા 'ઓર્ડર' કર્યો.

'એમ ત્યારે?' શશિવદને કહેતાં વિનયકાન્ત પર નજર પડી એટલે પૂછ્યું, 'આ મિસ્ટર કોણ?'

'અરે! એ તો કહેવાનું હું ભુલીજ જાઉં છું, એમનું નામ વિનય-કાન્ત છે. હમે નાનપણમાં સાથેજ ભણતા હતા.'

'એમની ત્યારે તો નવી ઓળખાણ થઈ હેં? હે' હસતાં હસતાં શશિવદને કહ્યુ. અને ગજવામાંથી રૂમાલ કાઢી, પરસેવો થતો ન હતો છતાંય મુખપર અમસ્તું અમસ્તું લુછતાં બોલ્યો.

'હા!' વિનયકાન્તે કહ્યું. શશિવદનના હાસ્યમાં એને કોઈ શયતાનનું હાસ્ય જણાયું. પણ એ તો ભ્રમ હશે એમ ધારી એ ખ્યાલ કાઢી નાખ્યો.

એટલામાં બોય ત્રીજી પ્લેટ લાવ્યો, શશિવદન પણ ખાવા મંડયો.

'શેઠ બીજું? ચ્હા કે કોલ્ડડ્રીન્ક?'

'ચ્હાજ ચાલશે!' શશિવદને રજનિકાન્ત તરફ જોતાં કહ્યું; 'કેમ?'

'ભલે!' રજનિકાન્તે વિનયકાન્ત તરફ જોતાં સંમતિ આપી. વિનયકાન્તે પણ સંમતિસુચક ડોકું હલાવ્યું. ચ્હા પીને, રજનિકાન્ત અને શશિવદને સિગારેટ સળગાવી, સર્વ બહાર આવ્યા.

'ત્યારે હવે?' સિગારેટની રાખ ખંખેરતાં શશિવદને પુછ્યું.

'જોને,' રજનિકાન્તે કહ્યું, 'તારી મોટર તો તૈયાર છે, મારે જરા ઘેર કામ છે, એટલે આપણે પ્રથમ મારે ઘેર જઇએ ત્યાંથી પછી જરા 'હેન્ગીન્ગ ગાર્ડન્સ' તરફ લટાર મારી આવીશું, કેમ ફાવશેને વિનય?'

'મને કાંઈ હરકત નથી!' વિનયે સંમતિ આપી.

"તું મારે ઘેર પણ નથી આવ્યો એટલે એ કામ પણ સાથે સાથે થશે!" રજનિકાન્તે કહ્યું.

"હા, આજ ઠીક 'ચાન્સ' મળ્યો છે!" વિનયકાન્તે કહ્યું.

"ચાલો ત્યારે બીરાજો, શશિવદને 'સ્ટીઅરીંગ વ્હીલનો' 'ચાર્જ" લેતાં કહ્યું.

ગિરગાંવ પર આવેલા રજનિકાન્તના મકાન પાસે મોટર ઉભી રહી. દીવાનખાનામાં બન્નેને બેસાડી, રજનિકાન્ત અંતગૃહમાં ગયો.

"તમે ત્યારે આજ પહેલ વહેલાજ આવો છો એમ?" શશિવદને વાત શરૂ કરતાં કહ્યું.

"હા, એટલે..." વિનયકાન્ત કહેતો હતો ત્યાં સુધાએ પ્રવેશ કર્યો.

સુધા રજનિકાન્તની બહેન હતી. નાનપણુમાંજ માબાપ ગુજરી જવાથી ભાઇ ભગિની એકલાજ ઘરમાં હતા. સુધાની ઉમર હાલ લગભગ ચૌદ વર્ષની હતી. માબાપ હયાત ન હોવાથી એ હજુ સુધી કુમારિકાજ હતી. ગુજરાતી અને અંગ્રેજી થોડુંક શીખી ભણુવાનું એણે હમણાં બંધ કર્યું હતું.

શશિવદન થોડા સમયથી રજનિકાન્તનો ખાસ મિત્ર થઇ પડેલો હોવાથી ઘણું ખરૂં ત્યાં આવતો જતો. એટલે એને અજાણ્યું ન લાગતું. શશિવદન યુવાન અને ઠીક ઠીક દેખાવડો પણુ હતો. મીઠી જીભ વાપરી એ ત્યાં પ્રિય થઇ પડયો હતો, અને સુધાનું દીલ પણુ જીતી શકયો હતો. સુધા જો કે યુવાનીમાં પ્રવેશી ચુકી હતી, છતાં યુવાનીના મદથી હજુ અસ્પર્શિતજ હતી. પરંતુ શશિવદનના સહવાસથી ધીમે ધીમે એના હૃદયમાં એક નુતન ભાવના જન્મ પામી હતી, શશિવદનની ચતુર દૃષ્ટિ બહાર એ વાત ન હતી. રજનિકાન્ત સાથેની મિત્રતા કાયમ ટકાવવા સુધાનો સંબંધજ વધુને વધુ મદદરૂપ થઇ પડશે એમ જાણુતો હોવાથી એ સંબંધ વધુ ગાઢ કરવા એ વારંવાર ત્યાં આવતો જતો, પણુ સુધાનું દીલ જીતી સ્નેહ લગ્ન કરી આનંદ ભોગવવા કરતાં એ બ્હાને કોઇ બીજોજ હેતુ સાધવાનો એનો ઇરાદો હતો. એ ભેદ આગળ એની મેળેજ વાંચકને જણુાશે.

'કેમ શશિવદન?' પ્રવેશ કરતાં સુધાએ કહ્યું.

"કોણુ વિનયકાન્ત?" વિનયકાન્ત પર દ્રષ્ટિ પડતાં, એને ઓળખવાનો પ્રયત્ન કરતાં સુધા બોલી, 'તમે કયાંથી?'

'હા સુધા, હું વિનય,' વિનયકાન્તે શરમાતાં કહ્યું. 'કેમ મને ભુલી ગયા? આપણે સાથેજ રમતાં હતાં ને?'

'હા, હા. વિનયકાન્ત કયારના આવ્યા છો?'

'બે એક મહિના થયા હશે!'

'અને હજુ આજેજ મળવા ફુરસદ મળી, એમજને?'

'તમારું ઘર ખબર નહતું. એ તો આજે વળી રજનિ ભેગો થઈ ગયો, એટલે આવી શકાયું!'

સુધાને વિનયકાન્ત સાથે આટલા બધા રસથી વાત કરતી જોઈ શશિવદનના ઈર્ષાળુ હ્રદયમાં સ્વાભાવિકજ ઈર્ષા ઉત્પન્ન થઇ. એની સ્વાર્થ વૃત્તિને એ ન રૂચ્યું.

'સુધા,' વિષય બદલવાના હેતુથી શશિવદન વચમાંજ બોલી ઉઠયો, 'તારી જન્મ દિવસની 'પાર્ટી', કયારે નક્કી કરી?'

આવતા રવિવારેજ રાખી છે. રજા એટલે બધાને અનુકુળ પડશે, અને વિનયકાન્ત તમે પણ અનાયાસે આવી ચઢયા છો, એટલે તમને પણ આમંત્રણ છે.'

'સુધા, આમંત્રણ માટે આભાર. બનશે તો આવીશ,' વિનયકાન્તે કહ્યું.

'બનશે તો નહિ ચાલે, વિનય આવવુંજ પડશે,' સુધાએ આગ્રહ કર્યો.

શશિવદનના હ્રદયમાં ફરી ઈર્ષા પ્રગટી, વાત ફેરવવા જતાં પોતાનું ધાર્યું પરિણામ ન આવ્યું. ઉલટાં વિનય અને સુધા વધુ વાતો કરતા હતા એટલે કોઈ પણ હિસાબે વાર્તાલાપમાં વિક્ષેપ પાડવાના હેતુથી બોલી ઉઠયો, 'પણ રજનિએ તો વાતે પણ ન કરી કે રવિવાર નક્કી કર્યો છે?'

'કદાચ ભાઇ ભૂલી ગયા હશે,' સુધા બોલી ત્યાં રજનિકાન્તે ત્યાં પ્રવેશ કર્યો.

'રજનિભાઈ, મારી પાર્ટીનું નિમંત્રણ મેં આપી દીધું.'

'ઠીક કર્યું સુધા!' રજનિકાન્તે કહ્યું, 'શિશિવદન, એ વાતજ હું ભુલી ગયો હતો. વિનય તારે પણ આવવાનું સુધાએ કહ્યું કે નહિ?'

'કહ્યું ને!' વિનયકાન્તે કહ્યું.

શશિવદનનું ઈર્ષાળું હૃદય હવે વધુ સહન કરવા તૈયાર ન હતું. સુધાની દૃષ્ટિ બહાર વિનયને કાઢવા રસ્તો શોધતાં બોલ્યો; 'ત્યારે આપણે હવે જઇશું?'

'હા, જઇએ હવે,' રજનિકાન્તે કહ્યું.

'કયાં ફરવા જાઓ છો!' સુધાએ કહ્યું. 'ચ્હા નથી પીવી?'

'નારે, હમણાંજ હમે બધાએ પીધી છે.' કદાચ ચ્હાને બ્હાને વિન-

યને ત્યાં વધુ થોભવાનું થાય એ ભયથી વિનયને ત્યાંથી દૂર કરવા, વાત ટુંકાવતાં શશિવદને કહ્યું અને ઉઠયો, સર્વ ઉઠયા.

જતાં જતાં શશિવદને સુધા તરફ દષ્ટિ કરી, પરન્તુ સુધાની દષ્ટિ વિનયકાન્ત તરફ વળેલી જોતાં, એની સહનશીલતાનો છેડો આવ્યો. જેમતેમ નીચે ઉતર્યો.

તે ક્ષણથીજ શશિવદનના હ્રદયમાં વિનયકાન્ત તરફ વૈરનાં બીજ રોપાયાં.

"અત્યાર સુધી મને સંપૂર્ણ ખાત્રી હતી કે સુધા મારી થઈજ ચુકી છે!' ફરીને ઘેર આવી, પોતાના દિવાનખાનામાં આંટા મારતો શશિવદન, પોતાના મન સાથેજ બબડતોઃ 'ફક્ત લૌકિક લગ્ન કરવાનાજ બાકી હતા. રજનીકાન્ત પણ જરૂર સંમતિ આપત, પરંતુ હા, આ વિનયના આવ્યા પછી, કોણ જાણે મારી મનોદેવતા ભવિશ્ય ભાખી રહી છે કે સુધા કદાચ મારી મટી જાય! અને એ અસંભવિત જેવું પણ ન ગણાય બન્ને નાનપણમાં સાથેજ રમ્યાં હતાં, એક બીજાને ત્યારથીજ ઓળખે છે અને અહિં પાછો સહવાસ વધતાં ભુતકાળની મૈત્રી, પ્રેમનું સ્થાન લે તો નવાઇ નહિ! પણ—પણ કોઇ પણ હિસાબે એ નજ થવું જોઇએ......'

આવેશમાં આવી જઇ શશિવદન જોરથી આંટા મારી રહ્યો હતો. 'વિનયની સુધા'એ ખ્યાલજ એના હૃદયને કાંટાની જેમ ખુંચવા લાગ્યો.

'પણ—પણ,' ફરી વિચારમાળાનો મણકો ફરવા લાગ્યો. 'ત્યારે એનો રસ્તો તો કરવોજ પડશે! નહિ તો પછી 'રાંડયા પછીનું ડાહપણ' જેમ પસ્તાવુંજ પડેને?'

ફરતો ફરતો બારી પાસે ઉભો રહ્યો. ચંદ્ર પ્રકાશી રહ્યો હતો.

'ઠીક યાદ આવ્યું! 'પાર્ટી'માંજ એના હાથની માંગણી કરી લઇશ! એજ ઠીક થશે!'

નિશાના—ચંદ્ર પર એક શ્યામ વાદળ છવાઇ રહ્યું.

---

## પ્રકરણ—૫ મું.

## વિયોગની વેદના.

"સ્નેહીનાં સોણલાં આવે સાહેલડી,
ઉરનાં એકાન્ત મ્હારા ભડકે બળે!
હૈયાનાં હેત તો સતાવે સાહેલડી,
આશાની વેલ મ્હારી ઉગી ઢળે!"

(ન્હાનાલાલ)

અરૂણના વિયોગનું પ્રથમ અઠવાડિયું ઉષાને એક યુગ જેટલું લાંબું, કંટાળા ભર્યું લાગતું હતું. પરન્તુ દુ:ખનું ઔષધ સમય તેમ ધીમે ધીમે એ ટેવાતી ચાલી.

અરૂણનો એકજ પત્ર આવ્યો હતો. જાણે અરૂણની પ્રતિમાજ હોય એમ ઉષા એ પત્ર જાળવી રાખતી. વારંવાર એ પત્ર વાંચી, પુનઃ હૃદય સાથે ચાંપી ઘડી કરી મુકી દેતી.

'અરૂણ! તમે એવા ને એવાજ આળસુ રહ્યા!' ઉષા પત્ર વાંચી મન સાથે બબડતી. 'નહિ તો તમને મારો ફોટો તમારી બેગમાંથી મળ્યોજ હોત! અને વળી લખો છો કે ઉષા તારો ફોટો હોત તો...વાહ અરૂણ!'

'લાવ હુંજ લખી દઉં,' ઉષા ફરી બબડતી, 'કે ઉષાનો ફોટો તો તમારી બેગમાંજ છે, જો શોધવા યત્ન કરો તો!' એમ ઉત્સાહમાં ને ઉત્સાહમાં એણે પ્રત્યુત્તર લખી પણ નાંખ્યો, પણ ટપાલમાં નાંખવાની હિંમત ન થતાં પાછો ઘડી વાળી મુકી દીધો.

* * *

જોત જોતામાં ચાર મહિના જેટલો સમય ગયો. અને એક સવારે અરૂણનો આવવાનો પત્ર નવનિધરાય પર આવ્યો. ઉષા પણ એ સમાચાર જાણી ખુશ થઇ હતી.

એક સવારે નવનિધરાય છાપું વાંચી રહ્યા હતા. મધુલક્ષ્મી ચાનો કપ લઇને ત્યાં આવ્યા. કપ મુકીને પુછ્યું: 'તમે અરૂણના વિવાહ માટે કંઇ કહેતા હતાને?'

બાજુનાજ ઓરડામાં ઉષા ઝાડુ કાઢી રહી હતી. એણે એ સાંભળ્યું એટલે અવાજ ન થાય એમ ઝાડુ કાઢવા લાગી.

'માણેકલાલનો કાગળ હતો !' છાપું મુકી દઈ ચા પીતાં નવનિધરાયે કહ્યું.

'માણેકલાલ કોણ ?'

'અરૂણના ભાઈબંધ રમણના બાપ.'

'અંહ ! તે શું લખતા હતા ?'

'એમ કે, એમને નલિની કરીને છોકરી છે, ઉમરલાયક છે ! અને આપણી સંમતિ હોય તો એમ કે અરૂણ સાથે વિવાહ કરવાની ઇચ્છા છે !'

'હા,' ખુશ થતાં મધુલક્ષ્મીએ કહ્યું, 'પછી તમે શું લખ્યું ?'

ઉષાનું હૃદય આ સવાલ સાંભળતાં નિરાશ થતું જતું હતું ! ત્યારે અરૂણ એનો મટી જવાનો ? એના વચનો યાદ આવવા લાગ્યા. હમણાં હમણાં અરૂણનો પત્ર પણ ન હતો. કદાચ નલિનીના સ્નેહમાં ફુરસદ નહિ મળતી હોય ! ઉષા ઝાડું કાઢવાનું રહેવા દઇ ફરી સાંભળવા લાગી.

'હવે એકાદ અઠવાડિયા પછી એ આવવાનોજ છે ત્યારે વળી પુછી જોઇશું ! એની મરજી હશે તો આપણને કયાં હરકત છે ?' કહેતાં નવનિધરાય ફરી છાપું વાંચવા લાગ્યા.

'હા, એ ઠીક છે,' પ્યાલો લઈ ઉઠતાં મધુલક્ષ્મીએ કહ્યું.

ઉષા તરત સાવધ થઇ ઝાડુ કાઢવા લાગી. એ ઝાડુ કાઢતી પણ તે જાણે યન્ત્રવત્ ! ઘડી ઘડી શૂળમૂળ થઈ સ્થંભી જતી. પાછી ઝાડુ કાઢવા મંડતી.

'અને અરૂણ !' મન સાથે બબડતી ઉષા બોલી, 'તમે લખતા હતા કે હું બહુ યાદ આવતી હતી અને મ્હારો ફોટો હોત તો. પણ હવે ફોટાનું પણ શું કામ હતું, નલિની છે ને ?'

તે દિવસથી ઉષાના હૃદયમાં પૂર્ણ નિરાશા વ્યાપી ગઈ હતી. જાણે ઘણાં લાંબા મંદવાડમાંથી ઉઠી હોય તેમ દિવસે દિવસે ફીક્કી પડતી જતી હતી. કહે છે ને કે 'ચિંતા ચીતા સમાન !'

## પ્રકરણ—૬ ઠું.

## નવીન સ્નેહનાં કોલ.

બે ત્રણ દિવસ પછી 'વેકેશન' આવતું હોવાથી, રમણ અને નલિનીને છેલ્લીવાર મળવાના ઇરાદાથી અરૂણ એક સાંજે રમણને ત્યાં ગયો.

અરૂણ અને રમણ વચ્ચે મેટ્રીકની પરીક્ષા વખતેજ ઠીક ઠીક મૈત્રી જામી હતી. પરીક્ષા સમાપ્ત થયા પછી એકવાર રમણને ઘેર પણ ગયો હતો. તે વખતે નલિની હાજર ન હતી, તેથીજ મુંબાઇ આવતી વખતે ટ્રેનમાં એ નલિનીને ઓળખી શકયો નહતો.

કૉલેજ ઉઘડવાને અવકાશ હતો. ત્યાં સુધી અરૂણે રમણને ઘેરજ રહેવું એમ ઠર્યું હતું, અને અરૂણને પણ બીજી ઓળખાણ ન હોવાથી છૂટકો પણ નહતો. અરૂણને પ્રથમ જરા અજાણ્યું-પરાયાપણું લાગ્યું હતું, કેમ કે પરઘરમાં એ પ્રથમવારજ રહેવા પામ્યો હતો. વળી જાતેજ શરમાળ હોવાથી વધુ સંકોચ પામતો હતો. પરન્તુ ત્રણ ચાર દિવસમાંજ ત્યાંના વસવાટ અને રમણ નલિનીના પ્રેમાળ સ્વભાવને અંગે, એ પરાયાપણું નિર્મૂળ થવા પામ્યું હતું. એનો સ્વભાવ પણ મળતાવડો હોવાથી ઘરમાં સર્વને પ્રિય થઇ પડયો હતો. નલિનીની ઉમર લગભગ પંદર વર્ષ જેટલી હતી. ગુજરાતી શીખીને હાલ અંગ્રેજી ભણી રહી હતી. માણેકલાલ સુધરેલા વિચારના હોવાથીજ એ ઘણીવાર બને છે તેમ પરણી ન જતાં, ભણવા પામી હતી.

કૉલેજ ઉઘડયા પછી અરૂણે હૉસ્ટેલમાં રહેવા માંડયું હતું. પરન્તુ અવારનવાર રમણને ઘેર એ આવતો. રમણ પણ એને કોઈ કોઈવાર મળવા હૉસ્ટેલમાં જતો. ઘણીવાર ઉભય નલિનીને લઇ ફરવા પણ જતા. અને આમ અરૂણ, જે ઉષાને બીલકુલ ન ભુલી શકતો, તે હવે નલિનીની મૈત્રીમાં ધીમે ધીમે ઉષાને ભૂલવા લાગ્યો હતો. ઉષાનું સ્થાન નલિનીએ લેવા માંડયું હતું. નલિનીના હ્રદયમાં પણ અરૂણ વસવા લાગ્યો હતો. આમ અજાણ્યે ઉભય એક બીજા તરફ આકર્ષાતા જતા હતા.

માણેકલાલની ધ્યાન બહાર આ વાત ન હતી. એમને નલિનીને યોગ્ય એ લાગ્યો હતો. આડકતરી રીતે રમણદ્વારા અરૂણ હજુ અવિવાહિત હતો એમ એમણે જાણી લીધું હતું. તેથીજ એમણે બારોબાર નવનિધરાય પર પત્ર લખ્યો હતો. અરૂણને એની ખબર ન હતી.

'આવો, રમણભાઈ હમણાંજ આવી પહોંચશે' અરૂણને સત્કારતાં નલિનીએ કહ્યું.

કાંઇક સંકોચ પામતાં અરૂણ બેઠો. નલિની સાથે એકાન્તમાં મળવાનો આ પ્રથમજ પ્રસંગ હતો.

'ચ્હા લેશો ?' નલિનીએ વિવેક કર્યો.

'ખાસ...જરૂર...'

'જરૂર તો...છે તે...નથી, છતાં ચાલશે એમજને ?' નલિનીએ અરૂણનો ' છે તે' શબ્દનો ઉપયોગ કર્યો અને હસી પડી.

'તમે હજુ "છે તે" નથી ભુલ્યા ! જબરા છો,' અરૂણે શરમાતાં કહ્યું. એટલામાં રામો ચા લાવ્યો. ઉભયે પીવા માંડી.

'કયારે જવાના ત્યરે ?' નલિનીએ મૌન તોડતાં કહ્યું.

'ઘણું ખરૂં પરમ દિવસે !'

'અને પાછા કયારે આવવાના ?'

અરૂણ ચમકયો ! કંઇક યાદ આવતું લાગ્યું ! હા ! ઉષાએ પણ એવોજ પ્રશ્ન કર્યો હતો. પોતે ઉષાને ભુલીને અન્યાય કરી રહ્યો હોય એમ લાગ્યું. ઘડીક ઉષાનું છાયા-દર્શન જણાયું-ન જણાયું ત્યાં નલિનીની હાજરીએ વર્તમાન સ્થિતિનું ભાન કરાવ્યું.

'કેમ છે તે...વિચારમાં પડી ગયા ?' નલિનીએ હસતાં હસતાં પુછ્યું.

'હેં ? કાંઇ નહિ !' અરૂણે સ્વસ્થત મેળવતાં કહ્યું, 'તમે શું પુછ્યું ?'

'છે તે...પાછા કયારે આવવાના ? સમજાયું ?' નલિની ફરી હસી.

'એટલે મારૂં...છે તે...જરા ધ્યાન ન હતુ ! માફ કરશોને ?'

'પહેલા...છે તે...મારા સવાલનો જવાબ તો આપો પણ.'

'પણ-પણ તમે ચીઢાયા તો નથીને ?' અરૂણની બ્હાવરી દૃષ્ટિ નલિનીના મુખ પર સ્થિર થઇ. જાણે કંઇક શોધી રહી હોય તેમ.

'ના-ના-ને-ના ! બસ ?'

'સાચું ?' અરૂણના સવાલમાં અધીરતા હતી.

'મારે કેવી રીતે પુરવાર કરવું હવે ? લ્યો વચન આપું ?

કોણ જાણે કેમ પણ અરૂણે હસ્ત લાંબો કર્યો.

'લ્યો, બસ,' અરૂણના હસ્તમાં હસ્ત મુકતાં નલિનીએ કહ્યું.

શિષ્ટાચાર પ્રમાણે તો અરૂણે નલિનીનો હસ્ત તરત મુકત કરી દેવો

જોઇતો હતો, છતાં રખેને જાણે ગુમાઈ જાય એમ બીક હોય એમ એણે નલિનીનો હસ્ત ઝાલી રાખ્યો.

'ચાલો, હવે જવાબ આપતા નથી? અને હાથ પણ છોડતા નથી!'

'નલિની!' હસ્ત ઝાલી રાખતાંજ અરૂણે કહ્યું.

'શું કહો છો? હું કંઈ તમારા જેવી ભાનભૂલી નથી,' નલિનીએ સ્મિત કરતાં કહ્યું.

'તમને છોડીને જતાં દીલ માનતું નથી.'

'છતાંય જવાના તો ખરાજ.'

'પણ બનશે તો જલદી પાછો આવીશ.'

'શાબાશ,' નલિની ખડખડાટ હસી પડી.

'કેમ?' નલિનીના હસવાનું કારણ ન સમજાતાં બાધા અરૂણે પુછ્યું.

'કેમ તે વળી મ્હારા સવાલનો જવાબ આપોઆપ આપી દીધો.'

'કયા સવાલનો?' અરૂણ સર્વથા ભાનજ ભુલ્યો હતો.

'એક આવી સરળ બાબત માટે, કેમ જાણે મહાભારત મુશ્કેલી આવી પડી હોય તેમ આટલા બધા ગભરાઇ કેમ જાઓ છો?' નલિનીએ આંખો નચાવતાં કહ્યું અને ઉમેર્યું, 'કહોને કે નલિનીનો હસ્તજ ઝાલી રાખવો હતો! હવે તો છોડશો?'

'ના નલિની,' નલિની કદાચ હાથ ખેંચી લેશે એ બીકથી, જરા વધુ જોરથી ઝાલી રાખતાં અરૂણે કહ્યું. 'હાથમાં આવેલી અને પોતાને પ્રિય એવી વસ્તુ કોઈ એકદમ છોડી દે ખરૂં?'

'ના છોડશો ત્યારે! કયાં સુધી સાચવી રાખશો?'

'જીંદગી સુધી!'

'જાણે જીંદગી એકાદ બે ક્ષણ જેટલીજ લાંબી હોય તેમ,' નલિનીએ હસતાં હસતાં કહ્યું.

'નલિની!' નલિનીના હાસ્યથી વધુ મોહ પામતાં અરૂણે હિંમત કરતાં પુછ્યું, 'તમને મારા પર સ્નેહ છે?'

'એ તો તમારા હાથમાંના હાથનેજ પુછી જુઓને!'

'હું કાંઇ જોશી છું કે તમારા હાથ પરથી તમારા હૃદયની વાત જાણી શકું?'

'કેમ વળી માણસનું ભવિષ્ય હસ્તરેખા પરથી નથી વર્તી શકાતું?'

'ત્યારે તો,' નલિનીનો હસ્ત ઉંચો કરી જાણે હસ્તરેખા જોવાનો ઢોંગ કરતો હોય તેમ પોતાની આંખો પાસે લઇ જતાં, શું કરે છે તેનું ભાન થાય તે પહેલાંજ અરૂણે એ હસ્ત પોતાના ઓષ્ઠ પર લગાડયો.

નલિનીએ એ હસ્ત પાછો ન ખેંચ્યો.

'કેમ જવાબ મળ્યો ?'

'હા, અને સાથે સૂચના પણ મળી !'

'શું ?'

કે મને જીવન સૂધી જાળવી રાખજો.'

'ચાલો હવે,' ઘડિયાળ તરફ જોતાં નલિનીએ કહ્યું, 'રમણભાઇ આવી પહોંચશે.' તમે તો ગાંડાજ રહ્યા અને...'

રહેશો ! એમજને ?' અરૂણે વાક્ય પૂર્તિ કરી.

÷ ÷ ÷

અરૂણને મૂકવા રમણ અને નલિની સ્ટેશન પર આવ્યા હતાં. જેમ જેમ ગાડીનો ઉપડવાનો સમય પાસે આવતો હતો તેમ તેમ અરૂણ અને નલિનીને વિયોગના ખ્યાલથી મનમાં દુઃખ થતું હતું. ટ્રેન ઉપડી ત્યારે રમણ અને નલિનીએ રૂમાલ ઉરાડતાં વિદાય આપી. નજર પડી ત્યાં સૂધી અરૂણ બારીમાંજ ઉભો હતો......

મુંબાઇથી પાછા ફરતાં, અરૂણ બે જાતની લાગણી અનુભવી રહ્યો હતો; એક સંયોગની, બીજી વિયોગની. ઘણા સમયે ઉષાને મળાશે એ ખ્યાલથી હ્રદયમાં હર્ષ થતો, જ્યારે તાજીજ થયેલી નલિનીની મૈત્રીને લીધે, વિયોગથી શોક થતો. ઉષા નલિની બન્નેમાંથી એકની ખોટ પણ એના મૈત્રી તલસતાં હ્રદયથી શોપાય એમ ન હતી.

જ્યારે મુંબાઇ આવવાનો હતો ત્યારે ઉષા વિદાય આપવા આવી હતી. આજે ઘેર જતાં નલિની હાજર હતી. મુંબાઈ આવ્યો ત્યારે ઉષાને કેમ ભુલાશે, એનો વિયોગ કેમ સહેવાશે એમ થતું હતું. અને હવે નલિનીનો વિયોગ કેમ સહેવાશે થતું હતું ??

## પ્રકરણ—૭ મું.

### "મૃગજલ"-સ્વપ્ન.

ફરીને ઘેર આવી, જમી લઇ, વિનયકાન્ત શૈય્યામાં પડયો પડયો દિવસના બનેલા બનવોપર વિચાર કરી રહ્યો હતો. ઘણાં લાંબા સમયે પછી સુધાને જોતાં, પુનઃ બાળપણના સ્મરણો જાગ્યાં. ત્યારે તે સુધા માંડ છ સાતવર્ષની હતી, ઉગતી નિર્દોષ બાળિકા હવે તો બાળિકા મટી યુવતી બની હતી.

સુધાના વિચારોની સાથે શશિવદન પણ યાદ આવ્યો. કેટલીક વાર કેટલાક માણસોને જોતાંજ, કુદરતી રીતે આપણને એમના તરફ સ્નેહભાવ અને પક્ષપાત ઉપજે છે, જ્યારે કેટલાકને જોતાંજ, કોને ખબર કેમ, પણ કુદરતી રીતેજ એમના તરફ અણગમો અને તિરસ્કારની લાગણી જન્મે છે. શશિવદનની બાબતમાં પણ વિનયને એના તરફ અણગમો ઉત્પન્ન થતો હતો. એનાં ચિહ્ન ઠીક ન લાગ્યા. સુધા સાથેની વાતો દરમિઆન શશિવદનના મુખ પર થતા વિકારભાવ જોઇ એને લાગ્યું કે પોતે સુધા સાથે વાત કરતો હતો, એ એને–શશિવદનને રૂચતું ન હતું.

સુધાને ફરી મળતા, પુર્વકાળની મૈત્રી સ્નેહ સ્વરૂપે પુનર્જીવન પામી હતી. પરન્તુ હા, એ આશા, મૃગજલની જેમ અસત્ય ભાસતી હતી. કયાં પોતે, કયાં સુધા? શશિવદન ફાવી જાય તે સર્વથા સંભવિત હતું.

બહાર ચન્દ્ર પુર્ણ રીતે ખીલી રહ્યો હતો. એના શીતળ કિરણો, બારીમાંથી, વિનયના મુખ પર પડી રહ્યા હતા. સુધાકરને જોતાંજ સુધાના ખ્યાલ પાછા ઉભરાયા. ચન્દ્રને ઠેકાણે સુધાનું મુખ જણાવા લાગ્યું, અને એમ એના નયનો મિંડાવા લાગ્યાં, કંઇ ખ્યાલમાં જ્યારે મનુષ્યને નિદ્રા લાધે છે, ત્યારે એ ખ્યાલ ઘણીવાર સ્વપ્નરૂપે મુર્તિમંત બને છે......

......જાણે સુધાએ એનો સ્નેહ કબૂલ કર્યો અને ઉભય એકલાજ કોઇ અદશ્ય પ્રદેશ તરફ જઇ રહ્યા હતા. થોડે દૂર જતાંજ, શયતાનની જેમ શશિવદનનું મુખ જણાયું. એટલે સુધા વિનયને છોડી શશિવદન તરફ આકર્ષાઇ. વિનયનો હસ્ત તરછોડી શશિવદનની પાછળ દોડી. થોડે દૂર જતાં સરોવર જેવું જણાયું. શશિવદન પોતે એકલોજ તરીને સામે પાર જતો રહ્યો. મોહમા ભુલેલી સુધા પણ સરોવરમાં પડી, પરન્તુ તરતાં ન આવડતું હતું એટલે ડૂબવા લાગી. શશિવદનને બૂમો મારી, પણ એ દૂર

જતો રહ્યો હતો, પાછળ નજર કરતાં વિનયના મુખ પર નજર પડી. એટલે વિનયને બૂમો મારતી હતી.

વિનય ચમકી અચાનક બેઠો થઈ ગયો, જાગીને જુએ છે તો, પોતે પથારીમાંજ હતો. સુધા કે સરોવર કાંઈ પણ ન હતું. ત્યારે શું એ સ્વપ્નુંજ હતું? એટલામાં ફરી બૂમ પડી.

વિનય ?'

કોઇ બારણું ખખડાવતું હતું. સાચેજ કોઇ બૂમ મારતું હતું. ઉઠીને જોતાંજ પડોશમાં રહેતા યશોદા કાકી બારણું ખખડાવતા હતા.

'કેમ યશોદા કાકી ?'

'શું કેમ ? કેટલું ઉંઘો છો ? બિચારો દૂધવાળો કયારનો બૂમ મારી રહ્યો છે ?'

વિનયને વસ્તુસ્થિતિનું ભાન થયું. ઘડિયાલમાં નજર કરતાં, લગભગ સ્હાડા છ થયા હતા. એટલે સૂઈ ન જતાં, દાતણપાણી કરી લઇ, ચ્હા પીધી અને શું કરવું એ ખ્યાલમાં હતો. રવિવાર હતો. એટલે બીજું કંઇ કામ ન હોવાથી પડોશી અમૃતલાલ કાકાને ત્યાં ગયો.



## પ્રકરણ—૮ મું.

## અમૃતલાલની કહાણી.

વિનયકાન્ત ગયો ત્યારે અમૃતલાલ ઘરમાં ન હતા.

'કેમ કાકી ?' ઘરમાં પ્રવેશી વિનયે પૂછ્યું, 'કાકા નથી કે શું ?

'આવો વિનયભાઈ,' દિવાનખાનામાં આવીને યશોદાએ કહ્યું, 'તમારા કાકા જરા બહાર ગયા છે. બેસો, હમણાં આવી પહોંચશે.'

'કંઇ હરકત નહિ, બેસું છું,' વિનયે બેસતા કહ્યું, 'આજે તો રવિવાર છે એટલે કંઈ ઉતાવળ પણ નથી.'

અમૃતલાલ તથા યશોદા જોડે વિનયને ઠીક બનતું. પોતે એકલો હતો, પણ આ પ્રેમાલ દંપતિના સહવાસમાં ઝાઝું એકલાપણું ન લાગતું. ઘણું-ખરૂં તો એ લોજમાંજ જમતો, પરંતુ તહેવાર અગર રવિવાર જેવા રજાના દિવસે, અમૃતલાલ એને પોતાને ઘેર આગ્રહ કરી જમવા બોલાવતા.

લગભગ એક મહિનાથી એ લોકો ત્યાં રહેતા હતા, પણ કોઇ દિવસ એમને આનંદમાં જોયા હોય એમ વિનયને સાંભરતું ન હતું. કોઈ ઉંડી વેદના એમના હૃદયમાં વાસ કરી રહી હતી, એમ વિનયને લાગ્યું હતું. પોતાના ગાઢ સંબંધને લીધે, એમનાં દુઃખમાં પોતે ભાગ લઇ શકે એમ એની ઘણીય ઇચ્છા હતી, પરન્તુ અમૃતલાલ, 'કંઈ નથી, એ તો ચાલ્યાજ કરે ભાઇ!' કહી વાત ઉડાવી દેતા. આથી વિનય નિરૂપાય બની લાચાર થતો.

વિનય બેઠો ત્યાં તો યશોદાકાકી ચ્હા બનાવી લાવ્યા.

'હમણાંજ પીધી હતી કાકી? નાહક શું કામ તસ્દી લીધી?' કહ્યું, પણ યશોદાના આગ્રહને લીધે, વધુ આનાકાની ન કરતાં વિનયે તે પી લીધી. એટલામાં તો અમૃતલાલ પણ આવી પહોંચ્યા.

'કેમ વિનય, હમણાંજ ઉઠયો કે શું?

'આજ તો રવિવાર છે ને કાકા, એટલે થયું કે મળી જાઉં?'

'ચાલો ઠીક થયું,' કપડાં કાઢતાં અમૃતલાલે કહ્યું, 'આજે તો અહિંજ જમી લેજે!'

'હા વિનય ભાઇ,' યશોદાએ પણ ટેકો આપતાં કહ્યું, 'આજે અહિંજ જમી લેજો. ફરી ભેગા કયાં હવે જમવા પામવાના છીએ?'

'કેમ? એટલે' બિનયે વિસ્મય પામી પુછ્યું.

'એટલે આજે રાત્રે હમે ઘણું ખરૂં દેશમાં જઇશું,' અમૃતલાલે કહ્યું.

'કેમ કાકા? પછા કયારે આવશો?'

'બધું ઉઠાવીનેજ જવાના છીએ. ત્યાં વિમુ બિચારીની તબિયત પાછી કથલી છે,' અમૃતલાલે કહ્યું.

'કાકા,' વિનયે કહ્યું, 'તમે અહિં રહેવા આવ્યા ત્યારથી કોઇ દિવસ પણ ચિંતામુક્ત મેં તમને નથી જોયા. તમને હરકત ન હોય તો મને તમારો પોતાનોજ સમજીને સર્વ વાત કરો. હું પણ એમાં બનતો ભાગ લઈ શકું.'

'ભાઇ વિનય,' વિનયની લાગણી જોઈ, ગળગળા થતાં અમૃતલાલે કહ્યું, 'તારી લાગણી જોઈ મને ઘણી શાંતિ મળે છે. વાત કરી નાહક તારા જીવને ઉપાધિમાં ન નાખવો એ ઇચ્છાથીજ વાત ન કરી.'

'કાકા, નાનપણમાં માબાપ ગુજરી ગયા પછી જો કોઇએ મારા પર

પુત્ર સમાન હેત રાખ્યું હોય તો તમે અને કાકીજ છો. મને તમારોજ પુત્ર સમજી વાત કહો.

વિનય,' અમૃતલાલે લાગણીનાં આવેલાં આંસું લુછતાં કહ્યું, 'પ્રભુએ મને પુત્ર આપ્યો નથી પરન્તુ આજ લાગે છે કે એ વાત ખોટી છે. જો, ત્યારે સાંભળ: મ્હારે વિમળા નામની છોકરી છે, અને એનો વિવાહ ચંદ્રવદન સાથે કર્યો હતો.'

'કોણ ચંદ્રવદન?' વિનયથી સહસા પૂછાઇ ગયું.

'હા, કેમ તું એને ઓળખે છે?'

'નારે, એ તો સ્હેજ.'

'બે વર્ષ પરની વાત છે,' અમૃતલાલે કહેવા માંડયું. 'ત્યારે તો હમે પણ ઠીક પૈસાવાળા હતા. પરન્તુ લક્ષ્મી સ્થિર થઇ ટકી કયાંય સાંભળી છે? અને ટકે તો પછી એ ચંચળ કેમ કહેવાય?'

'સાચી વાત છે કાકા,' વિનયે હુંકારો ભણ્યો.

'જેમ ઉદય પછી અસ્ત અને પ્રકાશ પછી અંધકાર નિર્માણ થયેલાં છે,' અમૃતલાલ આગળ બોલ્યા, 'તેમ શ્રીમંતાઇ પછી નિર્ધનતા પણ ઘણાના નસિબમાં સર્જાયલી હોય છે. હમે પણ એજ નિયમનો ભોગ થઇ પડયા. મનુષ્યને થોડી સંપત્તિ મળ્યેથી, તેટલાથીજ સંતોષ માની લેવાને બદલે ઝાઝી કરવાનો લોભ જાગે છે. કેટલાકજ એમાં ફાવે છે. ઘણા નિષ્ફળ નિવડે છે. એકનાં બમણાં કરવાના લોભમાં, બમણાં તો ન જ થયાં એટલુંજ નહિ, પણ હતું એ પણ ગુમાવ્યું. અને...અને પછી, નિર્ધન થયેલાની જોડે સંબંધ રાખવો કે જુનો સંબંધ ટકાવવો—ટકાવી શકે એવા તો વિરલજ.' પૂર્વકાલનાં સંસ્મરણોથી અમૃતલાલની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. વિનયથી એ દ્રશ્ય ન સહી શકાયું.

'કાકા, એ વાતથી તમારૂં હ્રદય દુખાતું હોય તો જવા દો.'

'નારે ભાઇ,' સ્વસ્થ થઈ અમૃતલાલે કહ્યું, 'એ તો મનની સ્હેજ નબળાઇ અને સંયમ એટલો ઓછો. જ્યારે કહેવાજ બેઠો છું ત્યારે બધુંજ કહી લઉં, કે જેથી હૃદયનો ભાર પણ હળવો થશે. હાં, તે પછી જ્યારે હું નિર્ધન બન્યો તેજ અરસામાં, પ્રિતમલાલ ચંદ્રવદનના બાપ ગુજરી ગયા. એટલે એમની અઢળક સંપત્તિનો એકલો માલિક ચંદ્રવદન સ્વાભાવિકજ સ્વચ્છંદી અને ઉડાઉ બન્યો.

મનુષ્યને અગાધ સંપત્તિ મળે, કોઈનો દાબ ન હોય અને ઉડાઉ ખુશામતિયા ભાઈબંધો મળે, એટલે સ્વભાવિક રીતેજ એ સારા નરસાનું ભાન અને સદ્દબુદ્ધિ ગુમાવી દે છે. ધન–મદમાં, છતાં ચક્ષુએ અંધ–મદાંધ બને છે. પ્રિતમલાલ ગુજરી ગયા અને કોઈ કહેનાર નહિ, એટલે હમને ગરીબ થયેલા જોઈ, વિમળા સાથે લગ્ન કરવાથી હમારા તરફથી ખાસ કરીને ધનનો ફાયદો નહિ થાય એમ જોઈ એક દિવસ શરમ છોડીને મારે મોઢે કહી ગયો કે, 'એની સંમતિ વગર એના પિતાએ કરેલો વિવાહ એને માન્ય નથી; તેથી હમને યોગ્ય લાગે તે ઠેકાણે વિમળાને પરણાવી દેવી. અને વિવાહ ફોક કર્યોજ માની લેવો.'

હું તો આ સાંભળી આભોજ બની ગયો. મેં કહ્યુ, 'ચંદ્રવદન! તમે બોલો છો તેનું તમને ભાન છે? તમારૂં મગજ તો ઠેકાણે છેને!'

ત્યાં તો એ ગર્જી ઉઠયો, 'મારૂં નહિ તો તમારૂં મગજ તો ઠેકાણે છેને? તો પછી એવા મગજ ફાટેલાની જોડે શું કામ તમારી છોકરી પરણાવવી પડે?' બસ! એટલું બોલી તોરમાં ને તોરમાં એ ચાલ્યો ગયો.

'પણ એમ કરવાનું કંઈ કારણ તો હશેને?' વિનયે વચમાં પૂછ્યું.

'હા,' અમૃતલાલે કહ્યું, 'ઉડાઉ ખર્ચોથી એની તિજોરીનું તળિયું દેખાવા માંડયું હતું, એટલે એમ કે કોઈ પૈસાવાલા અને એકની એક પુત્રીવાળાને ત્યાં સંબંધ ગોઠવી, ધન મેળવવાનો પેચ એ રચતો હતો! સદ્દભાગ્યે કોઈ બિલ્લુ ન મળ્યું એટલે ઘરબાર વેચી કરી મુંબાઈ એ આવતો રહ્યો.'

'મુંબાઈ!' વિનયે વિસ્મય પામી પૂછ્યું, 'કયાં રહે છે?'

'તેજ ખબર નથી. એને શોધવાજ હમે આવ્યા. આટલા મોટા શહેરમાં પત્તો પણ કયાંથી ખાય?'

'તો પછી જવા દેને એને,' વિનયે કહ્યું, 'કોઈ અન્ય ગુણવાન યુવક...'

'એમજ હમે પણ કરતે,' વિનયના બોલવાનો ભાવાર્થ સમજી જઈ, અમૃતલાલે કહ્યું, 'પરન્તુ કર્મ સંજોગે, જે દિવસે ચંદ્રવદન કહી ગયો તે વખતે બાજુના ઓરડામાં ઉભેલી વિમળા એ સર્વ વાત સાંભળતી હતી. એ નાનપણથી ચંદ્રવદનને ચ્હાતાં શિખી હતી, તેથી એની એવી ઉદ્ધત વર્તણુકથી એના આશાભર્યા હૃદય પર સખ્ત આઘાત પહોંચ્યો. એને એમ આશા હતી કે હજુ એ એને સમજાવી શકશે. હમે એને એ વાત

ભૂલી જવા ઘણું કર્યું, પણ ત્યારથી ચિંતામાં ને ચિંતામાં એ લગભગ અર્ધી થઇ ગઈ. એનું દિવસે દિવસે લેવાતું શરીર જોઇ, અને કદાચ ન બચી શકે, એ ભયથી, એની અંતિમ ઇચ્છા પાર પાડવા માટેજ ચંદ્રવદનને શોધવા હમે અહિં આવ્યા. પરંતુ નસીબમાંજ નિષ્ફળતા. વળી જેને ત્યાં વિમળાને રાખી હતી તેનો પત્ર આવ્યો છે કે વિમળાની તબીયત પાછી કથળી છે, એટલે આજે પાછા જવાનો વિચાર કર્યો. આ હમારી કહાણી છે.' શ્વાસ ખાતાં અમૃતલાલે કહાણી કહી સંભળાવી.

'કાકા, તમે મને પ્રથમથી વાત કરી હોત તો હું બનતી મદદ કરી શકત.' વિનયે સહાનુભુતિ દર્શાવતાં કહ્યું. 'વિમળાની તબિયત સારી નથી એટલે હવે તમારે જવું તો જોઇએ. છતાં તમે મને ચંદ્રવદનની વધુ માહિતી આપતા જાઓ; હું બનતો પ્રયાસ કરીશ.'

'ભાઈ વિનય, હવે શું પત્તો લાગવાનો છે? અને લાગે તોએ શું? છતાંય સાંભળઃ એ સાધારણ ઉંચો, રંગ જરા ગૌર અને શરીર એકવડું છે!'

'અને કપાળે પેલા ઘાનું નિશાન હતું ને?' યશોદાએ વચમાં કહ્યું.

'હા, એટલે જમણી આંખની ઉપરથી એ નિશાની હતી. નાનો હતો ત્યારે કંઈ દાદરેથી પડી ગયો હતો. હવે તો માંડ રહી હશે.'

'ઠીક કાકા, હું બનતો યત્ન કરીશ,' વિનયે શશિવદન પર વહેમ ખાતાં કહ્યું. બપોરે જમીને જતી વખતે અમૃતલાલનું સરનામું લઇ લીધું હતું. અમૃતલાલ યશોદાના અથાગ સ્નેહને લીધે વિનયને પણ એ વિદાય કારમી લાગતી હતી. જાણે પોતાના માબાપથીજ છુટો પડતો હોય એમ એને લાગ્યું હતું.

---

## પ્રકરણ—૯ મું.

## નિરાશા.

અરૂણને પાછો આવેલો જોઈ, નવનિધરાય અને મધુલક્ષ્મી ખુશ થયા હતા. ઉષા રાજી થઈ હતી, જોકે તેના હૃદયમાંથી પેલી વાત હજુ ભૂલાતી નહતી.

"આખો દિવસ 'ભાઇ આવ્યો?' 'કેમ છે ભા?' વિગેરે સગાસ્નેહીઓના આવણજાવણમાં અને સવાલ જવાબમાં પસાર થઈ ગયો.

હજુ ઉષા સાથે એકાન્ત સાંપડયું ન હતું. અન્તે સાંજે જ્યારે સર્વ આવનારા આવી ગયા, નવનિધરાય બહાર ગયા હતા અને મધુલક્ષ્મી પણ પડોશીને ત્યાં ગયા હતા, ત્યારે ઉભયને એકાન્ત સાંપડયું.

'ઉષે!'

'ફુરસદ મળી ખરી મુંબઇવાળાને!' સુકાયલા કપડાની ધડી કરતાં ઉષાએ કહ્યું.

'મને તો એટલીએ ફુરસદ મળી, પણ તું હજુ કયાં નવરી થઇ છો?'

'હમારે સ્ત્રી-જાતને વળી ફુરસદ કેવી?'

'ચાલ હવે,' અરૂણે ઉભા થઇ કપડાં ઝુંટવી લેતાં કહ્યું. 'પછી ધડી કર્યા કરજે. જોઇશે તો હું મદદ કરીશ!'

અરૂણે ઉષાનો હસ્ત ખેંચી પોતાની સાથે હિંચકા પર બેસાડી.

'ચાલો હવે, કહેવું હોય તે જલ્દી કહી લ્યો,' ઉષાએ બ્હાવરી થતાં કહ્યું. નહિ તો પછી બા આવી પહોંચશે!'

ત્રણ ચાર મહિનામાં ઉષામાં ઘણો ફેર પડી ગયો હતો: બાલિશતાને સ્થાને પુખ્ત પણું આવી ગયું હતું.

'શી ખબર ઉષે?' ઉષાના કપાળ પર આવેલી લટ ઉંચી કરતાં અરૂણે પુછયું.

'કેમ તમારી મુંબાઇ ફેશન પ્રમાણે નથી હોળાયું કે શું?'

'જાણે મારા બાપદાદાએજ મુંબાઇ વસાવ્યું હોય તેમ!'

'એ રહે એનુંજ કહેવાયને!'

'એનો ફડચો પછી કરી લઇશું,' અરૂણે ટુંકાવવા કહ્યું.

'ત્યારે,' ઉષા ઉઠતાં બોલી, 'હું મારૂં કામ પતાવી લઉં.'

'અરે પણ,' ઉષાને ખેંચી બેસાડતાં અરૂણે કહ્યું, 'એટલામાં ભાગે છે ક્યાં? હજુ વાત તો કરી નથી.'

'મુંબાઇવાળાથી તો ભાગવુંજ સારૂં. એ તો બહુ લુચ્ચા હોય છે, ખરૂંને?'

'સારૂં જેમ કહેવું હોય તેમ કહેજે, પણ તબિયત કેમ છે હવે?' ઉષાના કપાળ પર માયાળુ હસ્ત ફેરવતાં અરૂણે પુછ્યું.

'મને શું થવાનું છે?' પગવતી જમીન ખોતરતાં ઉષા બોલી; 'પણ તમારી કેમ છે?'

'તું જાતેજ જોઈ લેને,' અરૂણે ઉષાનું મુખ ઉંચું કરતાં કહ્યું.

ઘડીક ઉભયનું તારા મૈત્રક રચાઇ રહ્યું.

'તને ગમતું હતું, ઉષે?'

'ગમે કે ન ગમે તો એ સ્ત્રીઓને તો સહેજ છુટકો છે ને?'

'તારામાં વળી આટલી બધી ગંભીરતા એકદમ કયાંથી ફુટી નિકળી?'

'એ તો અરૂણ, સમય એની મેળેજ શીખવે, દિવસે દિવસે મોટા થતા જઇએને.'

'ઉષે, તું મારા પર ગુસ્સે તો નથી થઇને? કાગળ નહોતો લખતો તેથી તો ગુસ્સે નથી થઇને?'

'ના અરૂણ,' કૃત્રિમ હાસ્ય આણતાં ઉષાએ કહ્યું. અને અરૂણની વાત પરથી નવનિધરાયની વાત યાદ આવી એટલે પુછ્યું: 'એક વાત પુછું, અરૂણ?'

અરૂણ જવાબ દેવાને બદલે ઉષાના મુખ તરફ જોઇ રહ્યો.

'બા કહેતા હતા કે,' અરૂણના ખમીશના બટન સાથે રમત કરતાં ઉષા આગળ બોલી, 'તમારો વિવાહ નલિની......'

'કોણે કહ્યું?' કંઇક વિસ્મય પામી અરૂણે કહ્યું.

'ત્યાંથી કાગળ હતો.'

'થોડીવાર ઉભય શાન્ત બેસી રહ્યા.

'તે એ લોકો શ્રીમંત છે?' ઉષાએ પુછ્યું.

'છે, કેમ?' અરૂણે ન સમજાતાં પુછ્યું.

'તો પછી તેમ કરવામાં શો વાંધો છે?' બોલતાં ઉષાની નજર અરૂણના મુખ તરફ સ્થિર થઇ.

'અને તને, ઉષા!'

'ઉષાનું નસીબ હશે ત્યાં જશે,' અરૂણના સવાલથી ઉષાના હૃદયમાં વહેમ પડયો કે અરૂણનું મન નલિની તરફ હશે કે શું?

'અરે પણ એ વાતની મને તો ખબર પણ નથી,' વાત ઉડાવતાં અરૂણે કહ્યું.

ઉષાએ વાત ખલાસ થઇ સમજી ઉઠીને કપડાંની ઘડી કરવા માંડી. એ પળથીજ એને એનું ભવિષ્ય બદલાતું લાગ્યું.

× × ×

એક દિવસ ઉષા અંદરના ઓરડામાં ચ્હા બનાવતી હતી, ત્યારે વાતવાતમાં નવનિધરાયે નલિની સંબંધી વાત છેડી. અરૂણે ગોળગોળ જવાબ દેઇ, 'ત્યાં જઇશ, પછી થઇ રહેશે,' વિગેરે કહી વાત ઉડાવી દીધી. 'ઉષા સાથે મારે પરણવું છે!' એમ કહેવાની હિંમત પણ ન થઇ, અને નલિનીની વાત નીકળતાંજ, પોતે એનો તે દિવસે હસ્ત ઝાલી રાખ્યો હતો તે પ્રસંગ યાદ આવ્યો. નલિનીનું મોહકભર્યું સૌંદર્ય એને આંજી રહ્યું હતું. ગામડામાં ઉછરેલી ઉષામાં મોહકભર્યું સૌંદર્ય દર્શાવવાની ચાલાકીનો અભાવ હતો. પોતે ચાર મહિના પર ઉષાને આપેલું વચન પણ યાદ આવતું હતું. સાથે સાથે નલિનીને આપેલું તાજું વચન પણ યાદ આવતું હતું. શું કરવું એ સમજાતું ન હતું. બેમાંથી કોણ સરસ, એ એનાથી સૌંદર્યના મોહમાં સારા નરસાંનું ભાન ગુમાવેલી બુદ્ધિથી ન નક્કી કરી શકાયું.

ઉષાની સમીપ વધુ રહેવાથી એ વાત વારંવાર યાદ આવ્યા કરશે, એ ભયથી 'વેકેશન' પુરૂં થઇ જતાં પહેલાંજ એ, કામનું ખોટું બહાનું કાઢી મુંબાઇ જતો રહ્યો. ઉષાના હૃદયમાં એ ફેરફાર તરત સમજાયો. એની ચાલાક બુદ્ધિએ નિર્ણય કરી લીધો કે હવે એનું એ ઘરમાં સ્થાન ન હતું. અરૂણ ગયો ત્યારે એને છેલ્લવેલ્લો જોઇ લેવાના ઇરાદાથી એ સ્ટેશન પર ગઇ હતી. જ્યારે ટ્રેન ઉપડી અને સર્વ પાછા જવા નિકળ્યા, ત્યારે ઉષાને પોતાના ટાંટીયાનું જાણે જોરજ જતું રહ્યું હોય એમ લાગ્યું હતું.



## પ્રકરણ—૧૦ મું.

### " સમાજના સ્થંભ. "

એક બપોરે મધુલક્ષ્મી ચોખા વીણી રહ્યા હતા ઉષા બાજુના ખંડમાં કંઈ શીવણુ કામ લઇને બેઠી હતી, ત્યાં તો 'કેમ નવનિધરાય છો કે?' પૂછતાં લાકડી ઠોકતા એક વૃદ્ધ ગૃહસ્થ દેખાયા.

"કોણ અમથા કાકા ?" મધુલક્ષ્મીએ કહ્યું, 'આવો.'

'નવનિધરાય નથી કે બ્હેન ?'

'ના કાકા, એ તો બહાર ગયેલા છે. પણ આવોને.'

'આવ્યો છું તો ઘડીક બેસતો જાઉં, બ્હેન,' અમથા કાકાએ અડડો જમાવતાં કહ્યું.

ગામમાં, ખાસ કરીને ન્યાતમાં, અમથા કાકાનું સ્થાન ભીષ્મ-પિતામહના જેટલુંજ મહત્વનું હતું ! કેટલાય ઘરનાં કામકાજ એમનીજ સંમતિ સલાહથી થતાં. એમની સલાહ વગર કામ કરનાર, કોને ખબર કેમ, પણ ભાગ્યેજ યશસ્વી નિવડતો. ખાસ કરીને લગ્ન-વિવાહના પ્રસંગોમાં, લગ્ન કે મરણનાં જમણુ ઈત્યાદી વિષયોમાં એ ઘણા પ્રવિણુ અને અનુભવી ગણાતા.

નવનિધરાયને ત્યાં એક પાળિતા અને વયમાં આવેલી કુમારી છોકરી હતી એ વાત એમની ધ્યાન બહાર ન હતી. એ કુમારી હતી એટલે એને 'ઠેકાણે પાડવાની' કાળજી અને ઉમેદ ખુદ નવનિધરાય કે મધુલક્ષ્મી કરતાં એમને પોતાને વધુ હતી. દરેક સમાજમાં "સમાજનાં સ્થંભ' રૂપ ગણાતી, આવી પરોપકારી વ્યક્તિઓનું અસ્તિત્વ હોય છેજ. એમના વિના 'સમાજનું ગાડું' ચાલેજ નહિ, એમ એ 'સ્થંભ' રૂપ ગૃહસ્થો માનીજ લે છે. એવી વ્યક્તિઓનું અસ્તિત્વ ઘડવાનું બ્રહ્મા ભૂલેચૂકે ભુલ્યા હોત તો સમાજ કયારનોય જમીન દોસ્ત થઈ ગયો હોત એમ એ 'સ્થંભો' માનીજ લે છે.

'બહુ દિવસે કંઈ દેખાયા ?' મધુલક્ષ્મીએ સત્કારતાં કહ્યું.

'હેં બ્હેન ?' ગજવામાંથી તમાકુની ડબ્બી કાઢી, હાથમાં તમાકુ જરા ઘુટતાં ઘુટતાં અમથા કાકા બોલ્યા, 'એ તો હેં હેં ! નવરા પડીએ ત્યારે અવાય-જવાય !'

'હાસ્તો,' મધુલક્ષ્મીએ હામાં હા ભેળવતાં કહ્યું, 'જયારે ને ત્યારે, વ્હમારે 'લફરાં તો હોયજ.'

'કોને ના કહીએ બ્હેન ?' પોતાનાં "વખાણ" થી મનમાં મલકાતાં અમથા કાકાએ કહ્યું. 'આપણે જરા અનુભવી અને પાવરધા ગણાઇએ, એટલે પછી જે તે બોલાવે. અને બ્હેન ! આપણી પેલી છોડી...' માથું ખંજવાળી આમ તેમ શોધક દ્રષ્ટિથી જોતાં બોલ્યા. 'શું એનું નામ ?'

'ઉષાની વાત કરો છો ?' મધુલક્ષ્મીએ પુછ્યું.

'ઉષા કે ? એમ ? હાં, જરા કહેતો હતો કે પાણીનો લોટો લાવે.'

'અરે એ તો હું ભુલીજ ગઈ કાકા. અરે ઉષા...'

ઉષા અંદરનું કામ પડતું મુકી, બહાર ઉંબરામાં આવી.

'આ અમથા કાકા આવ્યા છે, જરા પાણીનો લોટો લાવને.'

'અમથા કાકાની 'વ્યવહારિક' અને 'શોધક' દ્રષ્ટિ ઉષા પરજ હતી.

'બારસી ઘર માંડે એટલી મોટી છે,' એમ એમના ગણત્રીબાજ મને ગણત્રી પણ કરી લીધી.

ઉષા પાણીનો લોટો મુકી ગઇ.

'બ્હેન,' લોટાથી પાણી ગટગટાવતાં અમથાકાકા બોલ્યા, 'આ આપણી ઉષા તો જાણે મોટી બાયડી જેવી થઇ ગઈ લાગે છે!'

'હાસ્તો, ઉમર પણ પંદર જેટલી થવા આવીને ?'

'પરણાવી બરણાવી કે નહિ હજુ ? અમથાકાકાએ 'પરોપકાર વૃત્તિનાં લક્ષણ' બતાવવા માંડયા, જો કે ઉષા હજુ કુંવારી હતી એ વાત જાણતા તો હતાજ.

'ન્હારે, અને કંઈ તમને ખબર પાડયા વગર થાય પણ ખરું કે ?'

'અરે બ્હેન, આજના જુવાનીઆઓ! ભલું પુછવું! અને હજુ લગનની ઉતાવળ [illegible] શું છે ?'

'ઉતાવળ તો ઠીક; જોઇએ છીએ,' મધુલક્ષ્મીએ કહ્યું.

'ઘરમાં ને ઘરમાંજ જોગ આ તો...' અમથાકાકા પાસો ફેંકતાં બોલ્યા. એમની વેધક દષ્ટિ મધુલક્ષ્મીના મુખ પર થતા ભાવનું બારીક નિરીક્ષણ કરી રહી હતી.

અંદર ઉષા પણ ઉપરોકત વાર્તાલાપ સાંભળતી હતી. વાતમાં પોતાનું નામ લેવાતું જોઈ એ પણ રસપુર્વક સાંભળી રહી.

'એટલે ?' મધુલક્ષ્મી વ્યંગ ન સમજી.

'કેમ વળી ? અરૂણુ પરણવા જેવડો...'

ઉષાના કાન એકદમ સતેજ થયા.

'એમ ? નારે ના,' મધુલક્ષ્મીએ રહમજતાં કહ્યું; 'તમે વળી એવી વાત કયાંથી લઇ આવ્યા ?'

ઉષાનું હૃદય એકદમ નિરાશ થઇ ગયું. થોડી ઘણીએ આશા હતી તે તદ્દન નિર્મુળ પામી.

'હું કંઇ થોડોજ વાત લાવ્યો છું બ્હેન ?' નિર્દોષતા દર્શાવતાં અમથા-કાકાએ કહ્યું. 'એ તો ગામ જાણે છે જ ને ?'

'શું ?'

'કે એમ કે વળી ઘરમાંજ રાખી છે અને છોકરો પરણવા જેવડો છે. પછી શું કામ બહાર પરણાવવી પડે ?' કાકાએ સચોટ પાસો ફેંકયો.

'ના, એમ કાંઇએ નથી,' મધુલક્ષ્મીએ ભોળાભાવથી કહ્યું. 'એવો ખ્યાલ તો હમને પણ નથી આવ્યો, અને કદાચ અરૂણને તો મુંબાઇ પણ પરણાવીએ !'

ઉષાને જાણે પૃથ્વી ફરતી લાગી.

'તો પછી,' કાકા બીજો પાસો ફેંકતા બોલ્યા, 'ન્યાતમાં કયાં ટેક્સ પડયા છે ? એકની જગ્યાએ એકવીસ !'

'જોઇએ છીએ હજુ ખાસ વિચાર કર્યો નથી.'

'તમારી તે આંખો કયારે ઉઘડશે ? છોડી મોટી ઘર માંડે એટલી તો કરી અને હજુ કહો છો કે વિચાર નથી કર્યો. જુઓ, એ તો ગમે તેમ,' કાકા સમજાવતા હોય તેમ એક દમ ધીમા સ્વરે બોલ્યા, 'તમે હજુ જુવાનીઆ ! ઘરડા કે દી'ના ? આ અમારા જેવા [illegible]ના પાટલો બેસેજ નહિ.'

'હાસ્તો કાકા, કહે છે ને કે ઘરડા વિનાનું ઘર નહિ.'

'જીવન્ત રહેજે બ્હેન ! આ હું એમ કહેતો હતો કે આ પેલા નરોત્તમની વહુ સુવાવાડમાંથી માંદી પડી છે,' મુદ્દા પર કાકા આવ્યા.

'કેમ છે એને હવે ?'

'એ તો બ્હેન, રૂપીઆ તો જાણે ખોટા ખરા ! ભગવાન બચાવે ત્યારે સાચું !'

'હાસ્તો, સહાનુભુતિ દર્શાવતાં મધુલક્ષ્મીએ કહ્યું, 'નહિ તો બીચારાનો સંસાર અધવચ ભાંગી પડે.'

'એ તો બ્હેન પરમેશ્વર આગળ કોઇનું થોડુંજ ચાલે છે? અને એમ કાંઈ નેવનાં ગાડા નેવમાંજ થોડા અટકી પડે છે? ફરી પરણી લે.'

'હવે શું આ ઉમરે ફરી પરણે? એમ તો ઉમર......'

'અરે ઉમરને શું રડવી છે બ્હેન? કયાં ઘણાય પચાસ પચાસ વર્ષે પણ નથી પરણતા? આની ઉમર તો માંડ ૩૫ જેટલી હશે.'

'એને તો એક છોકરી પણ છે, ખરૂં ને?'

'અરે એ કાલે સવારે પરણીને એને ઘેર જશે!' જાણે નરોત્તમની વહુ સાચેજ ગુજરી ગઇ હોય અને એને ફરી પરણાવવાનું જાણે નક્કીજ કર્યું હોય એમ સમજાવતાં કાકા બોલ્યા. 'માટે જો તમારો વિચાર થતો હોય તો ઉપાને એની સાથે......'

'કોને ઉપાને? એની સાથે?' મધુલક્ષ્મીએ ચમકતાં પુછ્યું.

ઉષા પણ એ વાત સાંભળી સજ્જડ થઇ ગઇ. એક પાંત્રીસ વર્ષનો પુરૂષ, જેની સ્ત્રી હજુ મરી પણ ગઈ નથી, તેની સાથે એને પરણાવવા અમથાકાકાને પેચ રચતાં જોઈએ હબકીજ ગઈ. અરૂણ તરફની આશા ગઇ એટલુંજ નહિ પણ જો કદાચ આ 'સમાજનાં સ્થંભ' અમથાકાકાની વાત નવનિધરાય–મધુલક્ષ્મીને ગળે ઉતરે તો જરૂર એને આ લોકો નરોત્તમની સાથે પરણાવીજ દે! ઉષા વધુ વિચાર ન કરી શકી. એના હૃદયમાં ડુમો ભરાઇ આવ્યો. એને હવે આ ઘરમાંથી વહેલી તકેજ નિકળી છુટવું એજ યોગ્ય માર્ગ લાગ્યો.

'એમાં ચમકવાનું શું છે?' પાસો ફેંકી ઉઠતાં અમથાકાકાએ કહ્યું. 'ઘર ખારસું છે. પૈસો પણ ઠીક છે. માટે જો વિચાર થાય તો મને કહેવડાવજો. ચાલો જઇશ બ્હેન.'

---

## અમારા રચેલા "તીરે કજા" નાટક વિષે અભિપ્રાય.

શ્રી૦ રતનશાહ અચારીયા તરફથી મોહમેદન સંસારી ઉપલો નાટક, પુરેપુરી જબાની અને ઉરદુ ગમયન સાથે બહાર પડયો છે તેમાં માનું વેર લેવાને નીકળી સુખી કુટુંબ પાયમાલ કરવા તત્પર થયલી બાળાનો આખર ફેજ કેવો થાય છે તે સમજાવવામાં આવ્યું છે, એક ઇસ્લામી શ્રીમંત એક ગરીબ કુમારી સ્ત્રીને ભોળવી તે ભ્રસ્ટ કરે છે અને તે પછી તેને ત્યજી દે છે. તેનાથી એક છોકરી થાય છે માતાના આગ્રહથી વેર લેવા નીકળે છે પણ આખરે તેને આપઘાત કરવો પડે છે. આ નાટકની ચોપડીની કીંમત ચાર આના છે. ઠે. ક્રાફરડ મારકેટ, મુંબઇ.

( મુંબઇ સમાચાર. )

## પ્રકરણ—૧૧ મું.

## જન્મ દિવસની 'પાર્ટી'.

સુધાના જન્મ દિવસની 'પાર્ટી' ને અંગે રજનીકાન્તને ઘેર તે દિવસે ધમાલ હતી. શશિવદન, વિનયકાન્ત ઉપરાંત રજનીકાન્તના મિત્રો તરીકે રમણ શ્રોફ તથા અરૂણને પણ નિમંત્રણ હતાં. થોડાક ખાસ સગાં સ્નેહીઓને પણ નિમંત્રણ હતાં.

શશિવદન તે દિવસે ઉઠયો ત્યારથીજ ખુબ આનંદમાં હતો. કોઇપણ હિસાબે આજે સુધાના હસ્તની માગણી કરીજ લેવી, એમ એણે મનમાં નક્કી કરી રાખ્યું હતું.

લગભગ છ વાગતાં સર્વ જણ એક પછી એક એમ આવવા લાગ્યા હતા. પ્રસંગને શોભે એવાં સુંદર વસ્ત્રોમાં સજ્જ થઇ સર્વને સત્કારવા સુધા ઉભી હતી.

વિનયકાન્ત બરોબર છને ટકોરે હાજર થયો હતો અને સુધાને અભિનંદન અર્પી, ખુણામાંની બેઠક શોધી, અમૃતલાલ કાકાની કહાણી પર વિચાર કરતો બેઠો. શશિવદન હજી આવ્યો ન હતો. સુધાના આતુર નયનો પણ શશિંવદનનીજ રાહ જોઇ રહ્યા હતા. એટલામાં રજનીકાન્ત સાથે રમણ અને અરૂણે ત્યાં પ્રવેશ કર્યો. રજનીએ વિનય સાથે ઉભયનાં ઓળખાણ કરાવ્યાં. અને થોડીજ વારમાં, જાણે ઘણાય લાંબા વખતથી એક બીજાને ઓળખતા હોય તેમ અરૂણ–વિનય વાતે વળગ્યા. ઉભયને એક બીજાનો સ્વભાવ ગમી ગયો.

સવાછ વાગ્યા છતાં શશિવદનનો પત્તો ન હતો અંતે સાડા છના ટકોરે શશિવદનના મોટરના ભુંગળાનો પરિચિત અવાજ આવ્યો. સુધાએ એ ઓળખ્યો અને મુખ પર હર્ષ છવાયો. ઘણા માણસો મિટીંગ મેળાવડામાં જાણે પોતાની અગત્યતા બતાવવી હોય તેમ ઠેરવેલા સમય પછીથીજ આવવામાં પોતાનું ભૂષણ સમજે છે. સ્વભાવિકજ સર્વની નજર મોડેથી આવનાર તરફ પડે છે. મોડેથી આવનાર એને માન સમજી મનમાંને મનમાં ફુલાય પણ છે. કંઇ કંઇ સ્વભાવના મનુષ્યો હોય છે!

શશિવદન ઉપર આવ્યો અને મોડું કર્યા બદલ શિષ્ટાચાર પ્રમાણે માફી માગીને બેઠો. વિનયે પણ મુખ પર સ્મિત દર્શાવી ડોકું હલાવ્યું. એને જોતાંજ અમૃતલાલકાકાની કહાણીની યાદ તાજી થઇ. જ્યારે જ્યારે

વિનયની દ્રષ્ટિ શશિવદન પર પડતી, ત્યારે શશિવદનના મુખ પર વિનયને જોઈ કોઈ અકથ્ય ભાવ જણાતા. અરૂણને પણ શશિવદનનું મુખ જરા જરા પરિચિત જેવું જણાતું હતું.

દીવાનખાનામાં વચ્ચેજ ગોઠવેલું ગ્રામોફોન ચાલી રહ્યું હતું. પણ એ સાંભળવા કોઇને દરકાર હોય એમ લાગતું ન હતું. સર્વ જણ પોતપોતાના સ્નેહી મિત્રોને શોધી વાર્તાલાપમાં પડયા હતા. અન્તે સાતના ટકોરા થતાં, રૂઢી પ્રમાણે બેચાર સ્નેહીઓએ સુધાને અભિનંદન આપતું, શુભેચ્છા દર્શાવતું 'બે શબ્દ'નું ભાષણ કર્યું. સુધાએ સવિનય સ્વિકારી, સર્વનો ઉપકાર માન્યો. શશિવદને પણ અભિનંદન આપ્યું હતું. લગભગ આઠને સુમારે, અલ્પાહાર, મસાલાનું દુધ અને પાનસોપારીને યથેચ્છ ન્યાય આપી, ધીમે ધીમે સર્વ જણ વિખરાવા લાગ્યા. ફક્ત અરૂણ, વિનય અને શશિવદન હજુ બેઠા હતા.

થોડાં આમ તેમ ગપ્પા મારી, સ્હાડા નવે સર્વ જણ ઉપર અગાશીમાં ગયા. પૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાથી પ્રકાશી રહ્યો હતો ઠંડા પવનની લહરીઓ મંદ મંદ વાઇ ઉકળાટ દૂર કરતી હતી.

'આમ શાંન્ત બેસી રહેવું કેમ ગમે ? જાણે ગુંગળાઇ જતો હોય તેમ શશિવદન અચાનક બોલી ઉઠયો, 'મજાની ચાંદની છે ! સુધાના સંગીતનો લાભ મળે તો ઓર મજા આવે.'

'તું ત્યારે તારા હારમોન્યમનો 'ચાર્જ' લઇ લે !' સંમતિ આપતાં રજનીએ સૂચન પણ કર્યું.

સુધાનો કંઠ કોમળ હતો, સ્વર મધુર અને કર્ણપ્રિય હતો. શરમ આવતી હતી છતાં ફક્ત ખાસ મિત્રમંડળી હોવાથી એણે ધીમા સ્વરે ગાવા માંડયું.

"અહો આશા ! મધુર આશા !
જીવનનો મંત્ર તુ આશા !
જગત્ આધાર તું આશા !
જગતનો શ્વાસ તું આશા !

"આશા" નું ગીત, એ સુધાના જીવનગીત જેવું હતું. એ ગીત ઉપાડતાં એ એમાં તન્મય થઇ જતી. શશિવદનના આતુર હ્રદયમાં પણ "આશા" શબ્દે કંઈ અકથ્ય લાગણી ઉપજાવી.

ગીત આગળ વધ્યું:—

“રડેલાને હસાવે તું !
જગાડી આશા અંતરમાં !
હસાવીને રડાવે તું !
ડુબાવી દઈ નિરાશામાં !

આ કડીથી શશિવદનના હ્રદયમાં જરાક નિરાશા વ્યાપી, સુધા એની નહિ થાય ! પણ એ ખ્યાલજ એણે તરત કાઢી નાખ્યો. આશા અમર છે ! ગીત આગળ વધ્યુ:—

“સુકા રણુ માંહિ મૃગ દોડે,
પીવા જળની ધરી આશા !
મરે ‘મૃગ-જલ’ મહીં અંતે,
ફસાવે તું ખરે આશા !

વિનયને પોતાને તે રાત્રે આવેલું સ્વપ્ન યાદ આવ્યું. જાણે એના હ્રદયને ઉદ્દેશીનેજ એ કડી રચાઇ હોય એમ લાગ્યું.

ગીતની છેલ્લી કડી આવી:—

“વીણાના તાર બે તુટયા !
અને છે અંધ બે આંખે;
છતાં ત્રીજો વગાડીને,
ખરે આશા મહીં રાચે !”

છેલ્લી કડીએ વિનય અને શશિવદન ઉભયનાં હ્રદયમાં પુનઃ આશા સતેજ કરી, વિનયની દષ્ટિ આગળ “આશાનું ચિત્ર” ખડું થયું. બન્ને આંખે અંધ અને બંને તાર તૂટેલા છતાંય રહેલો છેલ્લો તાર વગાડતી આશામાં રાચતી “આશા” નું ચિત્ર એની દષ્ટિ સમક્ષ તરી રહ્યું.

બધા સંગીતના તાનમાં ડોલી રહ્યા હતા. ખરેખર ! સંગીતની મોજ પણ અનેરીજ છે ! ગીત ખલાસ થતાં ત્યાં નિઃશબ્દ શાંતિ પ્રસરી રહી. શશિવદને હારમોન્યમ બાજુએ મુકયું અને પરસેવો લુછવા ગજવામાંથી રૂમાલ કાઢી, ટોપી ઉતારી મોઢું લુંછવા લાગ્યો. અચાનક વિનયની નજર ત્યાં પડી અને ચમકયો ! શું એ સત્ય જોતો હતો ? શશિવદનની જમણી આંખ ઉપર ઘાનું નિશાન હતું ! તે દિવસે કપાળવર વાળ આણી, જમણી આંખ તરફ દાબીને વાંકી ટોપી પહેરેલી હોવાથી વિનય એ નિશાની જોઇ શકયો ન હતો. તરત અમૃતલાલની કહાણી યાદ આવી. એજ ચંદ્રવદન !

વિનયને શું કરવું તે સુઝ પડતું ન હતું. પોતાનો ભ્રમ છે કે સત્ય હોય તો સ્નેહી તરિકે એના પંજામાંથી સુધાને બચાવવી, એ એનો ધર્મ હતો, ફરજ હતી કદાચ ભ્રમ હોય તો નાહક :પોતાની ઇર્ષ્યા–કેમકે સ્નેહનો પ્રતિસ્પર્ધિક એક બીજાને ઇર્ષ્યાની નજરથી જુએ છે, નાહક બે સ્નેહી જીવડાંઓના સ્નેહમાં અંતરાય ઉત્પન્ન કરી, નિઃશ્વાસ સહન કરવા! વિનયની બુદ્ધિ બહેર મારી ગઈ હતી.

શશિવદન, રજનીકાન્ત અને રમણે સિગારેટ સળગાવી અને ફરતાં ફરતાં અંતર્ગૃહમાં ગયા. સુધા, વિનય અને અરૂણ બેઠા હતા.

'ચંદ્રવદન હારમોન્યમ ઠીક વગાડે છે!' અચાનક અરૂણે વિનય તરફ ફરી કહ્યું. વિનય ચમકયો!

'કોણ?'

'કેમ આ હમણા વાજુ વગાડતા હતા તે!

'એમનું નામ તો શશિવદન છે ને!' વિનયે ખાત્રી કરવા પુછયું.

'નાનપણમાં તો એને ચંદ્રવદન કહેતા હતા! અરૂણે કહ્યું. વિનય તરત પાસે ગયો. અમૃતલાલની કહાણી કહી અને પોતાનો વહેમ જણાવ્યો. તરત અરૂણને યાદ આવ્યું. એજ ચંદ્રવદન હતો. સુધાને ચેતવણી આપવાનો વિનયનો ઇરાદો જોઈ, એણે સંમતિ આપી.

'સુધા!' સુધાની પાસે જઈ વિનયે ધીમેથી કહ્યું.

સુધા ઝબકી, હજુએ જાણે કોઈ દિવ્ય સૃષ્ટિમાં વિચરી રહી હોય તેમ ભાનભુલીજ હતી!

'કેમ વિનયકાન્ત?' વસ્તુસ્થિતનું ભાન થતાં સુધા બોલી.

'મારા કહેવાથી ખોટું ન લાગે ઉંધો અર્થ ન કરે તો એક સુચના કરૂં!'

'એટલે?' સુધાથી ન કલ્પી શકાયું.

'તું–તમે શશિવદન સાથે પરણવા ઇચ્છો છો! ખરૂં ને?'

સુધાને વિનયના પ્રશ્નમાં ઇર્ષ્યાની ગંધ આવી.

'તમારૂં કહેવું હું ન સમજી, વિનય!'

'જો એ વાત સાચીજ હોય તો એક સ્નેહી તરીકે મારી વિનંતી છે કે એ વાત હાલ થોડા વખત માટે મુલ્તવી રખાય એ શ્રેયસ્કર છે!'

'વિનય જરા વધુ સ્પષ્ટ ન થઇ શકો?

'મને તમારો અને રજનીનો શુભેચ્છક માનતા હોય તો એ વાત હાલ મુલ્તવીજ રાખજો! એનો પુર્વ ઇતિહાસ જરા ભેદ ભર્યો...'

વિનય આગળ કહેવા જાય ત્યાં શશિવદન, રજની અને રમણ પાછા આવતા જણાયા. શશિવદન પુર્ણ આનંદમાં હતો. આ વખતે ફકત એ રજની, અને સુધાજ ત્યાં હોત તો અનેરી મજા આવત એમ એને લાગતું હતું. કયારે વિનય વિગેરે ત્યાંથી જતાં રહે એમ રાહ જોતો હતો.

શશિવદન પાછો હારમોન્ય પર આવીને બેઠો, અને બીજું ગીત શરૂ કરવા જાય ત્યાં તો, ક્ષણાર્ધમાં નિશ્ચય કરતી સુધા એકદમ ઉઠી, અને "મારૂં માથું જરા દુઃખે છે!" કહેતી ઉઠીને પોતાના ખંડમાં જતી રહી. શશિવદન ભોઠો પડી ગયો. ફકત અરૂણ અને વિનય સત્ય વસ્તુ સ્થિતિ કલ્પી શકયા. લગભગ અગિઆર વાગ્યા હતા એટલે સર્વ જવા ઉઠયા. શશિવદન પણ ન છૂટકે ઉઠયો.

તમારા લગ્નમાં કયારે બોલાવશો ?' નીચે ઉતરીને વિનયે શશિવદનને અચાનક પુછ્યું. શશિવદન ચમકયો અને આનંદ પણ પામ્યો.

'કોણે કહ્યું વળી ?' હસતાં હસતાં અજાણપણું દાખવતાં શશિવદને કહ્યું.

'જાણે સુધા સાથે પરણવાના છો એમ કોઇ જાણતુંજ નહિ હોય ? શું યાર ?' શશિવદનના બરડા પર ધબ્બો મારતાં વિનયે કહ્યું.

'હજુ કયાં નક્કી છે પણ ?' શશિવદને અન્તે કબુલ થતાં કહ્યું

'સુધા–ચંદ્ર જેવી જોડી તો ઠીક છે !' અરૂણે કહ્યું.

'તમે તો બધા બનાવો છો !'

'સાચું કહીએ એ પણ ખોટું ?' વિનયે કહ્યું, 'ચંદ્ર જેવી 'વિમળ' સુધા અને 'ચંદ્રવદન' જેવું તમારૂ મુખડું……કેમ ખરૂં ને ?' વિનયે હસતાં હસતાં અરૂણ તરફ અર્થપૂર્ણ દૃષ્ટિ કરી.

શશિવદન 'વિમળ' અને 'ચંદ્રવદન' શબ્દથી જરા 'ચમકયો. શું વિનયે એને ઓળખ્યો કે પછી પોતાનો ભ્રમ છે! વિનયના મુખપર દૃખાતી નિર્દોષતાએ એને ભરમાવ્યો.

'જોજો ! લગ્ન વખતે હમને ન ભૂલતા ! સાહેબજી !' વિનયે શશિવદનને વધુ વિચાર કરતો અટકાવી, વાત ઉડાવવા કહ્યું.

'તમને કંઇ ભુલાશે ? સાહેબજી !' શશિવદને જેમ તેમ સ્વાસ્થ્ય મેળવી સાહેબજી કર્યાં. સર્વ છૂટા પડયા.

'એજ ચંદ્રવદન !' રસ્તે જતા વિનય મનમાં વિચાર કરતો હતો, 'નહિ તો 'વિમળ' અને 'ચંદ્રવદન' સાંભળતાં ચમકે શું કરવા ? અને અરૂણે પણ ઓળખ્યો લાગે છે!'

## પ્રકરણ—૧૨ મું.

## ઉષા ગુમ થઈ.

મુંબાઇમાં આવ્યા પછી નલિની સાથેનો સહવાસ વધતાં, અરૂણ ઉષાને વિસરતો જતો હતો. જાણ્યે અજાણ્યે ઉષા નલિનીના સરખામણી એનાં મનમાં થઇ જતી. બન્નેમાંથી કોણ સરસ એ નક્કી કરવા એનું હૃદય મથતું. ઉષા સરળ અને નિર્દોષ હતી. જગતભરમાં એનું સ્નેહનું પાત્ર ફક્ત અરૂણજ હતો. એના પર એણે સર્વ સ્નેહ ઠાલવ્યો હતો. ગામડામાં ઉછરેલી હોવાથી શહેરીઓની માફક ટાપટીપ ભર્યું સૌંદર્ય દાખવવાની કલા કે ચાલાકી એનામાં ન હતી. નલિની મુંબાઇ જેવા શહેરમાં રહેતી હોવાથી, એનું સૌંદર્ય અરૂણને આંજી રહ્યું હતું. સ્નેહ અને મોહ એનાં ભેદ અરૂણને હજુ સમજાયા ન હતા.

એક દિવસ સવારે પોતાની બેગ જોતાં અચાનક ઉષાનો ફોટો મળી આવ્યો. અરૂણ ચમકયો! ઉષાનો ફોટો એની બેગમાં કયારે અને કયાંથી આવ્યો? ઉષાએ તો એને વાત પણ કરી ન હતી. પોતે પહેલા પત્રમાં એના ફોટાની વાત લખી હતી તે યાદ આવી. અરૂણ ઉષાનાં ફોટા તરફ અનિમેષ જોઈ રહ્યો.

અચાનક ટપાલી નાખી ગયેલા કાગળ પર એની નજર પડી. એણે પત્ર ઉઘાડયો. પત્ર વાંચતાંજ વિચારમાં પડી ગયો કેમકે ઉષા ગુમ થયા બદલના સમાચાર એમાં હતા. નવનિધરાયનો પત્ર હતો.

ઉષે? તું કયાં જતી રહી? કહ્યા વિનાજ? બનેજ નહિ! પણ છતાં સાચું હતું. કાગળમાં સ્પષ્ટ હતું! એકલી...અજાણી...કયાં ગઇ હશે? કદાચ...કદાચ આત્મહત્યા......ના! ના! અરૂણથી એ વિચારજ ન થયો. કદાચ મુંબઇ તરફ! ના, એ પણ અશકય હતું! એ કોઇ દિવસ બહાર નિકળી ન હતી. બિચારી ભોળી! કદાચ મારા પર વ્હેમ તો નહિ પડયો હોય? અને તેથીજ કદાચ મારો માર્ગ ખુલ્લો કરવા તો આ રસ્તો નહિ લીધો હોય? ઉષે! ઉષે! તું કયાં ગઇ હશે? અજાણી કોઇ દુષ્ટના પંજામાં તો નહિ સપડાઇ હોય. સારૂંય જગત એના જેવું નિર્દોષ એ કલ્પતી હશે. પણ આ પેલો શશિવદન! એવા તો કેટલાય 'શરીફ બદમાશો' નિર્દોષોને ફસાવતા હશે! અરૂણને તે દિવસે જમવાનું પણ ન ભાવ્યું. આખો દિવસ ઘરમાં બેસી રહ્યો. સ્ટેશન પર મુકવા આવેલી ઉષાનું

મુખ એની નજર આગળ તર્યા કરતું હતું! રસ્તા પર પસાર થતી દરેક યુવતી જાણે ઉષા જ હોય એમ એનું વિહ્‌વળ મન કલ્પતું હતું!

દરેક મનુષ્યને આફતનો જે ઘા પ્રથમ અસહ્યનિય લાગે છે. તેજ ઘા, કાળક્રમેણુ રૂઝાતો જાય છે. "દુઃખનું ઔષધ દહાડા" તેમ તેની અસર ધીમે ધીમે ઓછી થવા માંડે છે! અરૂણના સ્મૃતિપટ પરથી પણ ઉષાની સ્મૃતિ ધીમે ધીમે ઝાંખી થતી અદશ્ય થવા માંડી હતી. ભૂતકાળની વાત થવા માંડી હતી. એણે રમણ કે નલિનીને એ વાત કરી ન હતી. ઉષાના ગુમ થયાના સમાચાર આવ્યા પછીના બે ત્રણ દિવસ અરૂણનું મ્લાન વદન જોઇ એ લોકોએ એની દિલગીરીનું કારણ જાણવા ઈંતેજારી બતાવી હતી, પણ 'કંઇ નથી! એ તો જરા તબિયત અસ્વસ્થ હતી!' કહી અરૂણે વાત ઉડાવી દીધી હતી.

નલિનીના વિવાહ સંબંધી માણેકલાલે વાત કાઢતાં, અરૂણે અનુમતિ આપી હતી. જો કે હજુ ઉષાની યાદ એ ખોટું પગલું ભરી રહ્યો છે એમ એને ચેતાવી રહી હતી. માણેકલાલે એ 'શુભ સમાચાર' નવનિધરાય મધુલક્ષ્મીને જણાવી દીધા હતા પરીક્ષા થયા પછી 'વેકેશન'માં લગ્ન કરવાનું ઠર્યું હતું.

લગ્નનું નક્કી થતાં નલિની ખુશ થઇ હતી. હવે એને નવોઢાની જેમ લજ્જા લાગતી. રમણ પણ એ સંબંધથી ખુશ થયો હતો અને પોતાનો મૈત્રી સંબંધ વધુ ગાઢ થશે એમ માની આનંદ પામ્યો હતો.

એક સાંજે ફરવા જવા રમણની રાહ જોતો અરૂણ તૈયાર થઇ બેઠો હતો ત્યાં રમણે વિનય ઘાયલ થયાના સમાચાર આપ્યા એટલે ઉભયે ફરવા જવાનું માંડીવાળી રજનીકાન્તના ઘર તરફ, વિનયની ખબર કાઢવા પ્રયાણ કર્યું.

---

## પ્રકરણ—૧૩ મું.

## ચંદ્રવદન પોત પ્રકાશે છે!

સુધાના જન્મ દિવસની ' પાર્ટી ' ના પ્રસંગ પછી, થોડા દિવસ શશિવદન સુધાને ત્યાં જઇ શકયો ન હતો. સુધાના હસ્તની માંગણી કરવાનો 'ચાન્સ' હાથમાંથી સરી ગયો જોઇ જરા નિરાશ થયો હતો, પણ આગળ 'ચાન્સ' મેળવવાની આશામાં એણે પોતાનું મન મનાવ્યું હતું.

'ખરેખર! મુંબાઇ મોહમયી તો ખરીજ. પોતાના દીવાનખાનામાં એક દિવસ આંટા મારતો શશિવદન પોતાના મન સાથે બબડતો હતો.' નહિ તો આમ નામ બદલીને રહી શકાય પણ નહિ! પેલા અમૃતલાલ પણ ફાંફાં મારી પાછા ગયા એમ મારો મિત્ર લખતો હતો. ચાલો, એ પણ ઠીક થયું. પેલી વિમળા સ્વધામ પહોંચી જાય એટલે બસ! આ રજની ઠીક હાથમાં આવ્યો છે. એ મારા હાથમાં સપડાય, એની મિલ્કત હાથમાં આવે એટલે મુંબાઇને પણ રામરામ!

સિગારેટ સળગાવી આંટા મારતાં, ટેબલ પર મુકેલ સુધાના ફોટા પર એનું ધ્યાન ખેંચાયું.

'સુધા!' ફોટો હાથમાં લઇ જોતાં શશિવદન બોલ્યો, 'આમ તો તું ઠીક સુંદર છે! પણ મને તારી સુંદરતાની કયાં પરવા છે? સુંદરતાનો પુજારી બની-પ્રેમનાં ટાયલાં કરવાં હોત તો વિમળા કયાં ન હતી? આ તો તારા ભાઈની સંપત્તિને બધું માન છે! પ્રેમ પ્રેમ કહી દીવાના થઇ ભટકે એ બીજા!'

'અને આ વિનય!' અચાનક વિનયનો વિચાર સૂજતાં બોલ્યો, 'એ કોણ જાણે કયાંથી ફુટી નિકળ્યો? મને ઓળખી ગયો તો નહિ હોય?"

એટલામાં રામો ટપાલ આપી ગયો. ઉત્સુકતાથી એણે પત્ર ઉઘાડયો. પત્ર વાંચતાંજ એનાં ભવાં ચઢી ગયા. એના મિત્રે લખ્યું હતું કે અમૃતલાલને ત્યાં મુંબઇથી વિનયકાન્ત કરીને એક માણસ આવ્યો હતો. પહેલાં એણે (શશિવદનના મિત્રે) ધાર્યું કે એ કોઇ સગો બગો હશે પણ જ્યારે એની (શશિવદનની) સૂચના પ્રમાણે ફોટોગ્રાફરને ત્યાંથી શશિવદનનો અને વિમળાનો પડાવેલા ફોટાની નકલ લેવા ગયો ત્યારે જણાયું કે એ વિનયકાન્ત એ નકલ લઈ ગયો હતો. એટલે એ કદાચ કોઇ દુશ્મન હશે

એમ ધાર્યું હતું. છેવટે વિમળાના મૃત્યુ સમાચાર લખી કાગળ સમાપ્ત કર્યો હતો.

'વિનય !' શશિવદને દાંત કચકચાવી કહ્યું, તેં મને ત્યારે ઓળખ્યો લાગે છે ! તેથીજ તે દિવસે તું વાત વાતમાં 'ચંદ્રવદન' અને 'વિમળ' એમ બોલતો હતો. બચ્ચાજી ! મારા જેવા સર્પ સાથે કામ છે એ ન ભુલતો ! લાવ સુધાને જઇને સુચના કરી દઉં, નહિ તો એ કદાચ ઉંધું (?) ભંભેરશે તો મારી સર્વ બાજી ઉંધી વળી જશે !'

સુધા બપોરે ચાહ પીતી બેઠી હતી અને વિનયનો આવેલો એક "શુભેચ્છક" ની સહીવાળો પત્ર વાંચતી બેઠી હતી. એમાં લખ્યું હતું કે શશિવદનનો પુર્વ ઇતિહાસ ભેદ ભર્યો હતો એટલે સુધાએ એની સાથે લગ્ન કરવાનો વિચાર મુલ્તવી રાખવો. સુધા આ પત્ર વાંચી વિચારમાં પડી હતી ! એ "શુભેચ્છક" કોણ હશે તે દિવસે વિનયે કહેલી વાત પણ યાદ આવી વિનય બહારગામ ગયેલો હોવાથી એ આવે ત્યારે એને પુછીને ખાત્રી કરી લેવાનો ખ્યાલ કરી એણે પત્ર ઠેકાણે મૂકયો હતો.

એટલામાં શશિવદન આવી ચઢ્યો. સુધા હજુ ચ્હા પી રહી ન હતી.

'કંઇ ઘણે દિવસે ?' શશિવદનને જોતાંજ સુધા સર્વ કાંઈ ભુલી ગઇ. પુર્વના પ્રેમમાં સંસ્મરણો જાગ્યાં.

'તારી તબિયેત સારી ન હતી તેથીજ આવતો ન હતો કે જેથી તને જરા વિશ્રાંતિ મળે.' શશિવદને બેસતાં કહ્યું, 'બાકી તારી ખબર તો રોજ હું કઢાવતો હતો !'

'ઉપકાર ! ચ્હા લેશો ?' સુધાએ વિવેક કર્યો.

'તને ના કહેવાય ?' વધું હસતા શશિવદને કહ્યું.

'એમ બધુંજ મને પુછીને ગમતું કરશો તો ભવિષ્યમાં ભારે પડશે હોં કે ?'

'વાહ, એવું સદ્‌ભાગ્ય કયાંથી કે બધુંજ મારી સુધાને પૂછીને કરવું પડે ?' શશિવદને ખુશ થતાં કહ્યું.

એટલામાં રામો ચ્હા લાવ્યો. શશિવદને ચ્હા પીવા માંડી.

'હમણાં વિનયકાન્ત કંઇ નથી જણાતા ?' અચાનક સુધાએ પુછ્યું.

'સાચું ખોટું તો રામ જાણે !' શશિવદને કૃત્રિમ વાત જોડતાં કહ્યું. 'પણ એની ઓફિસમાંનો માણસ કહેતો હતો કે કાંઇક ગોટાળો કરીને જતો રહ્યો છે !'

'શું ગોટાળો ? અને તે વિનય કરે ? બનેજ નહિ !' સુધાએ વિસ્મય પામી કહ્યું.

'આપણે તો વાત જાણી તે કહી,' શશિવદને કહ્યું, 'હશે ? પણ આપણે શું ? હું કહેતો હતો કે એ કદાચ તને કે તારા ભાઈને કંઈ ખોટો કાગળ લખીને નાણાં મંગાવે તો એકદમ તપાસ કર્યા વિના આપી ન દેશો ! વિનય તમારો મિત્ર છે એ હું જાણું છું, પણ છતાં ચેતતો નર સદા સુખી !'

એટલામાં રજનીકાન્ત બહારથી આવ્યો એટલે ઓફિસનું કામ કાઢી, શશિવદન એને ઓફિસ તરફ લઈ ગયો.

શશિવદનની વાત પર વિચાર કરતી સુધા સામેજ પોતાના ઓરડામાં બેઠી હતી ત્યાં વિનયકાન્તે પ્રવેશ કર્યો. સુધા વિસ્મય પામી.

'ઓહો વિનય ! ઘણા દિવસે ?'

'જરા બહારગામ ગયો હતો ! રજની કયાં છે, સુધા !'

સુધા વિચારમાં પડી. શું શશિવદન કહેતો હતો એ સત્ય હશે ?

'એ તો થોડીવાર પરજ શશિવદનની સાથે ઓફિસે ગયા !'

શશિવદનનું નામ સાંભળતાંજ વિનય ચમકયો. જરૂર સપડાવવા-ફસાવવા લઈ ગયો હશે.

'સુધા મારો પત્ર મળ્યો હતો ?' બેસીને ગજવામાંથી કંઇ શોધતાં વિનયે પુછ્યું.

'કયો પત્ર ? શુભેચ્છકની ચેતવણી તો નહિ ?'.

'એજ ! અને આ ફોટો જોયો ?' ગજવામાંથી ફોટો કાઢી વિનયે કહ્યું.

સુધાએ ફોટો જોયો અને આશ્ચર્ય પામી. એ ફોટો કોઈ યુવતિનો હતો. કોણ તમારી ભાવિ પત્ની......'

'ના ના ! સુધાનો ભાવાર્થ સમજી જતાં વિનયે કહ્યું, આ પાછળની વ્યક્તિ-પેલી દૂર ઉભેલી વ્યક્તિ ઓળખી ?'

સુધાએ ફોટો હાથમાં લીધો. 'કોણ ? શશિવદન જેવું........'

'જેવું શું ? એ પોતેજ છે ! આ એની વિવાહિત પત્ની છે-હતી, કેમકે એ બિચારી તો હવે મૃત્યુ પણ પામી !' વિનયે ખુલાસો કર્યો.

'વિનય ! મને તો આમાં કાંઇજ સમજાતું નથી. બધું સવિસ્તર કહોને ? તે દિવસે પણ તમે ગોળગોળ બોલતા હતા.'

વિનયે સર્વ વાત કહી. વિમળા સાથે વિવાહ થયા પછી, અમૃતલાલ ગરીબ થતાં, વિમળાને તરછોડી, અહિં નામ બદલીને પોતે હવે રજનીને ફસાવવા દાવ રચ્યો હતો વિગેરે સર્વ વાત કરી. સુધા તો આભીજ બની ગઇ. એને શશિવદને કહેલી વાતમાં અસત્યનો આભાસ તરત જણાયેલ. વિનયે એ બધી હકીકત મેળવવા, અમૃતલાલને ગામ જઇ, ફોટો અને સર્વ બાતમી મેળવવાની તકલીફ પોતાને માટે લીધી એ જાણી એનાં હૃદયમાં વિનય પ્રત્યે ફરી સ્નેહની લાગણી ઉદ્‌ભવી.

વિનયે તરત ચીઠ્ઠી લખી રજનીને ઓફિસમાં પહોંચાડવા માટે રામાને આપી. અને પોતે જરા ફરવા ઉઠયો.

'વિનય! આ બધી તકલીફ તમારે અમારે માટે લેવી પડી? સુધાએ કહ્યું

'સુધે!' સુધાના હસ્ત પોતાના હસ્તમાં લેતાં વિનયે કહ્યું, 'એ તો મારી ફરજ હતી. મિત્ર પ્રેમે અને...અને...મારી સુધાના સ્નેહે એ કાર્ય કરવા પ્રેર્યો. પ્રભુ કૃપાથી યશ મળ્યો. એટલું સદ્‌ભાગ્ય!'

સુધાએ હાથ પાછો ન ખેંચ્યો. વિનયે પોતાના હોઠ પર એ હસ્ત લગાડયો.

'ત્યારે હવે રજા?' અન્તે સાવધ થતાં વિનયે કહ્યું, 'જરા ફરી આવું.'

'પાછા ક્યારે આવશો વિનય?' સુધાએ વિનયનો હસ્ત ખેંચતાં કહ્યું.

'હમણાં ફરીને પાછો આવીશ. ત્યાં સુધીમાં રજની પણ આવી જશે.' સુધાના કપાળ પર આવેલી લટ ઉંચી કરતા વિનયે કહ્યું

'વહેલા પાછા આવજો હાં?'

વિનયે નયનથીજ જવાબ આપ્યો સુધા એને જતો જોઇ રહી.

* * *

વિનય ચોપાટી પર ફરી, અંધારૂં થતાં રજનીને ઘેર જવાનો વિચાર કરતો હતો ત્યાં અચાનક સામેથી આવતા ચંદ્રવદન ઉર્ફે શશિવદન પર એની નજર પડી.

'કેમ ચંદ્રવદન?'

ચંદ્રવદન ચમકી ઉભો રહ્યો.

'કેમ વિનય? મને શશિવદનને તેં ભુમ મારી?' વિનયને થાપ આપવા ચંદ્રવદને કહ્યું.

'હવે રાખ ચંદ્રવદન! તું મને ઉઠા નહિ ભણાવી શકે?'

ચંદ્રવદને જોયું કે વિનય એમ ભરમાઈ જાય એવો કાચો નથી એટલે તરત બીજી યુક્તિ યોજતાં બોલ્યો, 'જો વિનય! તું બધુંજ જાણે છે, તો પછી એક વાત કરૂં ?'

વિનય ચંદ્રવદનની એકદમ બદલાયલી વર્તણુંક જોઇ જરા વહેમાયો.

'એટલે ?'

'તું શું કરવા મારી પાછળ આદુ ખાઇને મંડયો છે?'

'શાબાશ ચંદ્રવદન ! ત્યાં એકનો ભવ બાળી, હવે અહિં સુધાને ફસાવવા અને રજનીને ભિખારી બનાવવા મથી રહ્યો છે !

'પણ એમાં તને શું ? હું અને રજની જાણીએ ! રજની મને બિલકુલ ઓળખતો નથી' અને ચંદ્રવદને બીજો પાસો ફેંકતાં ઉમેર્યું, 'જો તને પણ નાણાંનીજ જરૂર...'

'ચંદ્રવદન ! બસ કર !' વિનયે ઉકળી જઈ કહ્યું, 'તારા જેવો નીચ તું મને ન સમજીશ ! રજની મારો મિત્ર છે. એને બચાવવો એ મારો ધર્મ છે. તને ઓળખવા પેલા ફોટાની નિશાની પણ લઈ આવ્યો છું સમજ્યો ?'

વધુ ચર્ચામાં કસ નથી એમ સમજી ચંદ્રવદને વિનયના ગજવા તરફ અચાનક તરાપ મારી, વિનય તરત સાવધ થયો. ચંદ્રવદનનો હસ્ત તરછોડવા એ મથ્યો પણ ચંદ્રવદનનો હસ્ત મજબુત હતો, અને મુઠ્ઠી વાળેલી હતી. બે હાથે મથીને જેમ તેમ એણે ચંદ્રવદનનો હસ્ત ખસેડયો પણ તેમ કરતાં એના હાથમાં વિંછીના ડંખ જેવી વેદના થઇ. જોત જોતાં હાથમાંથી લોહી નિકળતું જણાયું. ચંદ્રવદનના હાથમાં નાની છરી હતી, જે છરીની અણી વિનયને લાગી હતી.

'બદમાશ ! આખરે તારી જાત પર ગયો ?' વિનયે ગજવામાંથી રૂમાલ કાઢી જખ્મી હાથ પર વિંટાળતાં કહ્યું, 'તું આટલો બધો નીચ હશે એ તો આજેજ જાણ્યું. અહિં ગજવામાં તારો ફોટો લાવું એવો કાચો હું નથી. એ તો ઘેર તિજોરીમાં સહિસલામત પડયો છે ! જા ! કાળું કર !'

ચંદ્રવદન ઝંખવાણો પડી ગયો. પોતાની બાજી ધુળમાં મળતી જોઈ ઘણો ગુસ્સે થઇ ગયો હતો. કોઇ ઉજ્જડ જેવું સ્થળ હોત તો વિનય પર પુરો બદલો લઇનેજ જતે, પણ સામેથી આવતા પોલીસે એના હૃદયમાં ગભરાટ ઉપજાવ્યો અને વંજો માપી ગયો.

જખ્મી હાથપર રૂમાલ સખ્ત લપેટી, ગાડીમાં બેસી વિનયકાન્ત રજનીના ઘર તરફ જવા ઉપડયો.

## પ્રકરણ—૧૪ મું.

## વિનય—સુધા.

વિનય જ્યારે રજનીને ઘેર પહોંચ્યો ત્યારે અંધારૂં થઇ ગયું હતું. લોહી વહેતું તદન બંધ થયું ન હતું. રૂમાલ પણ લાલ થઇ ગયો હતો. ઘરમાં જઇ એક ખુરશીમાં એણે પડતું નાખ્યું. રજનીએ વિનયને શાંત જોઇ વિસ્મય પામી પુછ્યું, 'વિનય !'

બોલતાં બોલતાં રજની વિનય પાસે ગયો. જુએ છે તો વિનયના હાથે રૂમાલ લાલ લાલ થઇ ગએલો હતો. 'આ શું વિનય ? કયાંથી વાગ્યું ?'

'રજની !' વિનયે શ્વાસ ખાતાં કહ્યું, 'તારા ચંદ્રવદનની પ્રસાદી !'

'કોણે—ચંદ્રવદને એટલે શશિવદને માર્યું ! રજનીએ વિસ્મય પામી પુછ્યું, "મને એનાથી સાવચેત રહેવા કંઇ ચિઠ્ઠી તેં મોકલાવી હતી ને ?'

એટલામાં સુધા અંદર આવી. વિનયના હાથે રૂમાલ વિંટાળેલો જોઇ એ પણ વિસ્મય પામી.

'સુધા !' રજનીએ કહ્યું, 'જો આ શશિવદને વિનયના હાથ પર ઘા કર્યો છે ! પહેલાં તું એનો ઘા ધોઇ પાટો બાંધ અને રામાને ચ્હા બનાવવા પણ કહતી આવજે. પછી બધી વાત કરીશું.'

ધડકતે હૃદયે સુધા પાછી ફરી. વિનયને એને લીધેજ આ સહેવું પડયું હશે એમ કલ્પી, ઓશિયાળી જેવી થઇ ગઇ. તરત વિનયનો ઘા ધોઇ નવો પાટો બાંધ્યો. લોહી વહેતું બંધ થવાથી વિનયમાં થોડીક સ્ફુર્તિ આવી. રામો ચ્હા લાવ્યો એટલે સર્વેએ પીધી. વિનયે પછી સર્વ વાત કરી. રજની અને સુધા તો આભાજ બની ગયા. પોતે બદમાશના હાથમાંથી ફસાતા બચ્ચાં એ જાણી, ઉભયના મનમાં વિનયના મિત્ર—પ્રેમ માટે પુષ્કળ માન ઉત્પન્ન થયું. વિનયની અકસ્માત મદદ ન આવી હોત તો કદાચ આજે પસ્તાવાનો વારોજ આવ્યો હોત.

'આજે બપોરે એ મને એવાજ વ્હેમ પડે એવા ખત પર સહી કરવાને કહેતો હતો.' રજનીએ કહ્યું, 'એટલે એક નવા ધંધામાં મારે પચ્ચીસ હજાર જેટલી મુડી રોકવાની અને વ્યવસ્થા એના હાથમાં પચ્ચીશ હજારની રકમ નાની ન કહેવાય. હું જરા વિચારમાં હતો ત્યાં તારી ચિઠ્ઠી આવી. એટલે બચી ગયો.'

'ખરો આભાર તો વિનયકાન્તનો માનવાનો સુધાએ કહ્યું.

'વાહવાહ ! એમાં મેં શું વધારે કર્યું ?' વિનયે વિનયતા પુર્વક કહ્યું, 'હું તો નિમિત્ત થયો. પાડ તો ઇશ્વરનો કે સર્વ સીધું ઉતર્યું.

વિનયે ઘેર જવા ઇચ્છ્યું હતું પણ રજની અને સુધાના આગ્રહને

લીધે એ ખ્યાલ જતો કરવો પડયો હતો. એને બહુ લાગ્યું ન હતું, છતાં સંપુર્ણ આરામ થતાં લગભગ બે ત્રણ દિવસ નીકળી ગયા. સુધા જાણે પોતાનેજ લીધે વિનયને આ ખમવું પડયું એ ખ્યાલ મનમાં વારંવાર આણી, ખરા દિલથી ચાકરી કરતી હતી. ત્રીજે દીવસે રજની ઓફીસ ગયો અને રમણને પણ વિનયના જખ્મી થયાના સમાચાર જણાવ્યા. પોતે સાંજે જતી વખતે એને તેડવા આવશે એમ રજનીએ કહ્યું હતું. રમણ અરૂણને એ સમાચાર જણાવવા ગયો અને એ અને અરૂણ વિનયકાન્તના ધર તરફ સીધાજ ગયા. રજનીને ધેર મળવાનું નક્કી કર્યું હતું એ ખ્યાલ ન રહ્યો.

ધરમાં વિનય અને સુધા એકલાજ હતા. સંધ્યાકાળ થઇ ગઈ હતી ઉગતા ચંદ્રના કિરણ બારીમાંથી વિનયની શૈય્યા પર પડતા હતા. પાસે સુધા બેઠી હતી.

'ત્યાં શું જોઇ રહ્યા છો વિનય?' વિનયના કપાળે હસ્ત ફેરવતાં સુધા બોલી.

'સુધાનું મુખ.' કપાળ પર આવેલા સુધાના હસ્તને પોતાના હસ્તથી રખેને જતો રહે—ગુમાઇ જાય એવી બીક હોય એમ દાબી વિનયે કહ્યું.

'પણ સુધા તો તમારી પાસેજ છે ને?'

'હું પણ એથીજ જોઇ રહ્યો છું કે મારી પાસે બેઠેલી સુધાના મુખ સામે હરિફાઈ કરતો કયા મુખનો પ્રકાશ આવી રહ્યો છે?'

'ત્યારે ત્યાંજ જોયા કરો!' કૃત્રિમ ક્રોધ કરતાં સુધા બોલી.

'તું શાન્ત બેસી રહે ત્યારે મારે પડયા પડયા કરવું શું?'

"શું બોલું? વાતો કહું!" સુધાએ કહ્યું, 'એક હતો રાજા એને સાત રાણીઓ...'

'તું તો જાણે નાના છોકરાંને ઉંઘાડવાની વાત કરે છે! હું તો એમ કહેતો હતો કે પેલું 'આશા'નું ગીત ગાને?'

'તમને એ ગીત ગમ્યું કે શું?'

'સુધે! એ ગીત તો આપણું 'તારણહાર' નિવડયું! એ દિવસેજ હું ચંદ્રવદનને ઓળખી શકયો. એણે ના આપણા 'પુનર્મિલન'નો યોગ આણ્યો.'

સુધાએ ધીમા સ્વરે એ ગીત ઉપાડયું. જાણે સુધાના મુખની વાણીનું પાન કરી રહ્યો હોય તેમ વિનય એકાગ્ર ચિત્તે સાંભળી રહ્યો.

'સુધે!' ગીત પુરૂં થતાં વિનય બોલ્યો, 'તે દિવસે તો મને લાગતુંજ હતું કે મારે પણ 'મૃગજળ' પાછળ દોડતા મૃગની જેમ તારા સ્નેહ માટે જાણે જીંદગી ભર વ્યર્થ દોડવું પડશે!'

'અને હજુ કોને ખબર કે નહિજ દોડવું પડે?' 'સુધાએ આંખો મચકાવતાં કહ્યું.

'હવે તો!' સુધાના હસ્તને પોતાના મુખ પર લગાડતાં વિનયે કહ્યું, 'આ હસ્તને છોડવાનો નથી!'

'ચાલો હવે સુઈ જાઓ! માંદા માણસે બહુ બોલબોલ ન કરવું જોઇએ. નહિ તો પાછી તબિયત બગડશે!'

'તારા જેવી ચાકરી કરનાર હોય તો જીંદગીભરની બિમારી પણ અઘરી ન લાગે! ખરૂં ને સુધે?'

નક્કી કર્યા પ્રમાણે રજની રમણને તેડવા ગયો ત્યારે રમણ ઘેર ન હતો. 'હમણાંજ તમારા ઘર તરફ જવા ઉપડયા!' એમ નલિનીએ કહ્યું.

રજનીએ નલિનીને પહેલ વહેલી જોઈ. એનું નામ સાંભળ્યું હતું, પણ એને જોઇ ન હતી.

'ચ્હા પીનેજ જાઓને!' જવા માટે ઉઠતા રજનીને નલિનીએ વિવેક દર્શાવ્યો. રજની એ વિનંતી ન ઠેલી શકયો.

'તમે તો સુધાને મળવા આવતાજ નથીને?' કંઇક બોલવું જોઇએ એમ ધારી રજનીએ ચ્હા પીતાં કહ્યું.

'આવીશ! સુધા બ્હેનને કહેજો કે સંભાર્યા છે!'

'ઠીક!' કહી રજા લઈ રજની જવા ઉપડયો. અનાયાસે રસ્તામાંજ અરૂણ રમણ ભેગા થઈ ગયા સર્વ સાથે ગયા.

દીવાનખાનામાં બન્નેને બેસાડી રજની વિનયના રૂમ તરફ ગયો. ત્યાંનું દૃશ્ય–એ દિવ્ય દૃશ્ય જોઇ એ ઘડીક બારણામાંજ સ્થંભી ગયો સુધાનો હસ્ત વિનયના હસ્તમાંજ હતો. ઉભય ચંદ્ર તરફ જોઈ રહ્યા હતા.

'વિનય!'

વિનય અને સુધા ચમકયા, સુધા રજનીને જોઇ શરમાઇ ગઈ.

'દુનિયામાં લગ્ન પછી ગાંડા કાઢનાર દંપતી કદાચ ઘણા મળી આવે પણ લગ્ન થતાં પહેલાંજ આવાં ટાયલાં કરનાર જોડાં તો જવલ્લેજ મળી આવે!' રજનીએ મશ્કરી કરતાં કહ્યું.

'તમે પણ શું રજનીભાઇ?' સુધાએ શરમાતાં કહ્યું.

'નીચે અરૂણ અને રમણ તારી ખબર લેવા આવ્યા છે!' રજનીએ કહ્યું, 'પથારીમાંથી ઉઠાશે કે એ લોકોને અહિંજ બોલાવું?'

'આ ઉઠયો ને!' કહેતાં છલંગ મારી વિનય ઉભો થઇ ગયો અને રજની સાથે નીચે દીવાનખાનામાં ગયો.

'કેમ છે હાથે હવે?' વિનયને અરૂણે પુછયું.

'અરે બીચારો માંડમાંડ ઉઠવા......' રજનીએ આંખ ચમકાવતાં કહેવા માંડયું.

'એ તો ખોટું કહે છે!' વચમાંજ વિનય બોલી ઉઠયો, 'હવે તો ઘણો આરામ થઇ ગયો છે! રજનીને ઘેર મફતનું ખાઇ પીને પડી રહેવાનું મળે એટલે પછી કોણ જાણી જોઇને ઇચ્છે કે જલદી સારૂં થઇ જાય?' વિનયે પણ રજની તરફ જોઈ હસતાં હસતાં કહ્યું.

'પાકો બદમાશ એ ચંદ્રવદન નિકળ્યો ત્યારે!' અરૂણે કહ્યું.

'હારે! એ તો વિનયના પ્રતાપેજ હું બચી ગયો.' રજનીએ કહ્યું અને સર્વ વાત કરી.

'વિનયકાન્તે ઠીક હોય...' રમણે કહ્યું.

'પણ કોણે કહ્યું કે મને ઠીક નથી!' વિનયે વચમાંજ કહ્યું.

'તો ચાલો સિનેમા જોવા ઉપડીએ! ટોલસ્ટોયની પેલી જાણીતી Resurrection ઉપરથી ફિલ્મ છે!' રમણે કહ્યું.

સર્વને એ સુચના પસંદ પડી એટલે સિનેમા જોવા ઉપડયા.

## એક ભાઇબંધ પત્રનો અમારી વાર્તાના પુસ્તકો વીષે મત.

### પરણ્યા પછીનો પંચાત અને દીલાવર દુશ્મન.

પ્રગટ કર્તા—રતનશાહ એફ. અચારીઆ, ઠે. નં. ૩૮૦-૩૮૪ કાફર્ડ મારકીટ મુંબાઈ. દરેકની કીંમત બે આના.

લોકપ્રીય ફેવરીટ માસીકના અધીપતી મી. અચારીઆ વાંચક વર્ગને હંમેશ કાંઇ મઝેનો અચાર ખાવાને માટે આપ્યાજ કરે છે. અત્યાર સુધીમાં નાની નાની વારતાઓનું એક સંગ્રહસ્થાન એમણે ઉભું કર્યું છે. અને તેમાં ૭૫ પુસ્તકો બ્હાર પડયાં છે. ઉપલા બે પુસ્તકોથી અઠ્ઠર તેમાં ઉમેરો થાય છે. એમનો હેતુ આ દરેક ગ્રંથમાં સાફ છે. ટુંકી વારતા આપવી, સસ્તી વારતા આપવી, દીલ બહેલાવી નાંખે એવી વારતા આપવી અને ઘડીચપકો મનરંજન થાય એવી ટુંકી અને ટચ—એક સળંગ વારતા આપવી. કોઇવાર ડીટેકટીવ વાર્તા આપતા તો કોઇવાર હીંદુ, પારસી, મુસ્લીમ સમાજની વારતા આપતી. આવી રીતે એમણે અનેક પ્રકારની વાર્તાઓ બહાર પાડી છે. ત નાં કે જેનમાં એક કલાકનું હેરીયું લેવું હોય અને તેટલામાં એક વારતા વાંચા જ્વી હોય તો અચારીયાની વાતોજ છે.

એજ હેતુ ધ્યાનમાં રાખીને ઉપલી બંને ચોપડીઓ લખવામાં આવી છે. પરણ્યા પછીની પંચાતમાં વરથી છુપાવેલી વાતનું પરીણામ કેવું ભયંકર આવે છે તે પુરવાર કરવામાં આવ્યું છે. પારસી સંસારની તે વારતા છે, અને તે બોધક છે. બીજી વાર્તા દીલાવર દુશ્મનમાં બાયલા દોસ્ત કરતાં દીલાવર દુશ્મન કેટલો ભલો કહેવાય, તેનો અચ્છો ચીતાર આપવામાં આવ્યો છે.

આ બંને નાનકડી ચોપડીઓ વાંચકને પસંદ પડશે એમ હું માનું છું.

**સાંજ વર્તમાન, મુંબઇ, તા. ૧૪ મી જુન ૧૯૩૯.**

## પ્રકરણ ૧૫—મું.

### પશ્ચાતાપ.

"હા! પસ્તાવો વિપલ ઝરણું,
સ્વર્ગથી ઉતર્યું છે,
પાપી તેમાં સ્મનલિત થઇને,
પુણ્યશાળી બને છે."

થીયેટરમાં અરૂણ અને વિનય સાથે સાથેજ બેઠા હતા, રજનીને ઘેર 'પાર્ટી' હતી તે દિવસથીજ એ બન્ને વચ્ચે ઠીક મૈત્રી જામી હતી.

ફીલમ શરૂ થઈ, નાયક—નાયિકાના પ્રેમ પ્રસંગો અને પછી વિયોગ. નાયક અન્ય યુવતીઓનાં મોહમાં પોતાની પ્રેમીકાને વિસરી જાય છે. નાયિકા, જેણે પોતાનું સર્વસ્વ, કૌમારતત્વ સુદ્ધાં નાયકને પોતાના પ્રેમીને સમર્પ્યું હતું તે આશામાં દિવસો કાઢે છે. એનામાં ગર્ભવતીના ચિન્હ જણાતાં સર્વ તીરસ્કાર કરે છે એટલે એ પોતેજ ગૃહત્યાગ કરીને જતી રહે છે......

'ઇન્ટરવલ' પડયો.

ફીલમની વિચિત્ર અસર અરૂણના હૃદય પર થવા માંડી હતી. પૂર્વકાળનાં સ્મરણોથી ઉષાની યાદ તાજી થવા માંડી હતી. પોતે પણ ઉષાને એમ પ્રેમમાં ફસાવી હતી અને અંતે નિરાશ બની ઉષાએ પણ ગૃહત્યાગ કર્યો હતો. આબાદ મળતાપણું આવતું હતું, જાણે એના પોતાનાજ જીવનની ફીલ્મ લેવાઇ હોય તેમ.

ફીલ્મનો બાકીનો ભાગ ચાલુ થયો.

નાયિકા પ્રસવ પછી એક ઠેકાણે ચોરીના 'કેસ'માં સપડાય છે. એને હવે પુરૂષોની પાશવવૃત્તિ તરફ સખ્ત અણગમો ઉત્પન્ન થયો હતો. નિરાશ થયેલા હૃદયને નિરાશા વિસ્મરણ કરાવવા એ હવે સ્વચ્છંદ જીવન ગાળવા માંડે છે. કર્મવશાત્ એના 'કેસ'ની 'જ્યુરી'માંનો એક એનો પૂર્વનો પ્રેમી પણ હતો પ્રેમીએ પ્રેમીકાને ઓળખી. એને મળી પોતે પશ્ચાતાપ બતાવી પરણી સાથે રહેવા કબુલ થાય છે, પણ પ્રેમીકા જેને હવે જગત્ પર તિરસ્કાર ઉપજે છે તે ના કહે છે. 'જ્યુરી'ના સભ્ય તરીકે પ્રેમી પ્રેમીકાને બચાવવા મથે છે, પણ અંતે એને સજા થાય છે. પોતાના પ્રાપના

પ્રાયશ્ચિત તરીકે પ્રેમી પણ પ્રેમીકા સાથે સજા ભોગવવા જાય છે. ફીલ્મ કરૂણ અંત આણી ખલાસ થાય છે.

અરૂણનું ચિત્ત સંપૂર્ણ ચગડોળે ચઢી જાય છે. પશ્ચાતાપનો અગ્નિ એનું હૃદય પણ પ્રજાળી રહ્યો હતો. એ ચોતરફ ઉષાનું મુખજ જોઇ રહ્યો હતો.

"કેમ ફીલ્મ કેવી લાગી ?" વિનયે અરૂણને પૂછ્યું. "કોણ ઉષા ?" અરૂણે બેભાનમાં પુછ્યું.

વિનય પણ ચમકયો. ઉષા કોણ અને ફીલ્મને એની સાથે શો સંબંધ ? એની માસીને ત્યાં પણ મુંબઈ આવતી ટ્રેઇનમાં ઉષા નામની એક યુવતી આવી ચઢી હતી.

'ઉષા કોણ ?' વિનયે પુછ્યું.

'હે ? કંઇ નહિ' અરૂણને વસ્તુસ્થિતિનું ભાન થયું.

સર્વ બહાર નિકળ્યા ને ઘેર જઈ, ચ્હા નાસતો કરી સર્વેએ છુટા પડવું એમ ઠર્યું એટલે ટ્રામમાં સર્વે બેઠા. વિનય અને અરૂણ સાથેજ બેઠા હતા. અરૂણનું હૃદય હજુ અસ્વસ્થજ હતું. એનાથી ન રહેવાયું એટલે એણે સર્વ વાત વિનયને કરી. વિનયે એની માસીને ત્યાં આવી ચઢેલી ઉષા વિષે પણ વાત કરી. અરૂણને વહેમ પડયો કે કદાચ એની ઉષા હશે ? શું ઉષા આવી હશે ? એને મળશે ? રજનીને ત્યાંથી ચ્હા પાણી પી કરીને પછી અરૂણે વિનયની સાથે એની માસીને ત્યાં જવું એમ અરૂણે નક્કી કર્યું.

'પણ એણે કંઇ વાત પોતાની કરી હશે ને ?' અરૂણે પૂછ્યું.

'ના, એ વિષે કંઇપણ કહેતી નથી. પોતે એકલી નિરાધાર છે એટલુંજ. પછી માસીને દયા આવી એટલે પોતાને ઘેર લઇ આવ્યા,' વિનયે કહ્યું.

રજનીને ઘેર જઇ સર્વે ચ્હા પાણી પી લઇ, છુટા પડતાં પહેલા ગપ્પા મારતા બેઠાં હતાં ત્યાં રમણને શોધતો એનો રામો આવી ચઢયો.

'કેમ રામા ? આમ બેબાકળા જેવો કેમ આવ્યો ?' રમણે પૂછ્યું.

'શેઠ.' શ્વાસ ખાતાં રામાએ કહ્યું; 'નલિની બ્હેન રહાંજે એકલાં હતાં એટલે ઘડીક મન છુટું કરવા ચોપાટી ફરવા ગયાં હતાં. ત્યાંથી મોટરમાં પાછા આવતાં એક ઉષા બ્હેન કરીને સ્ત્રી મોટરની અડફેટમાં આવી ગયાં.

વાગ્યું બહુ નથી, પણ હજુ અકસ્માતની ભ્રમણામાં પૂર્ણ શુદ્ધિમાં નથી આવ્યાં એટલે ઉહેને તમને તેડવા મને મોકલ્યો.'

'કોણ ઉષા ?' અરૂણના હૃદયમાં પ્રશ્ન ઉઠયો. 'મારી ઉષા તો નહિ હોય ?'

વિનય પણ એજ વિચારમાં પડયો, એની માસીને ત્યાં હતી તે ઉષા તો નહિ હોય ?

રમણ સાથે અરૂણ, વિનય, અને રજની પણ ગયા. સુધા પણ એકલી પડવાથી એ લોકો સાથે ગઇ!



## પ્રકરણ—૧૬ મું.

### અકસ્માત.

"જગ હૈયાં ખોલી ખોલી જુઓ,
હૈયે હૈયે ઘાવ ......
કોણ કળે આ શુન્ય જગતમાં,
ભાંગ્યા હૈયાના સ્નેહ રે ?"
"હૈયાનાં ઘાવ"—(ખબરદાર.)

સ્હાંજના ચોપાટીની રેતીમાં ઉષા ફરતી હતી. વાંચક, એજ આપણી વાર્તાની નાયિકા ઉષા હતી, જેને અરૂણે લગભગ ત્યજી દીધી અને જે અરૂણનો માર્ગ મોકળો કરી આપવા, ગૃહત્યાગ કરી મુંબાઇ આવી હતી અને ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે વિનયની માસીને ત્યાં રહેતી હતી. એ હજુ અરૂણને મળી શકી ન હતી તેમજ એનો પત્તો પણ મેળવી ન શકી હતી, અને આવા મોટા શહેરમાં અજાણ્યાને પત્તો મેળવવો મુશ્કેલજ થઈ પડે ને ?

"રડેલાને હસાવે તું !
અપાવી આશ અંતરમાં !
હસાવી રડાવે તું !
ડુબાવી દઈ નિરાશામાં."

'અરૂણ !' ઉપરોક્ત ગીત ગાતી ઉષા મનમાં બબડતી હતી. 'તમેય મુંબઇમાંજ છો. હું પણ છું, છતાંય કેમ જાણે ઘણા દુર વસતા હોઇએ

તેમ મળી શકયા પણ નથી. પણ અરે, હું પણ કેવી મુર્ખ છું? કયાં હું, કયાં અરૂણ અને નલિની? એક વખતના હૃદયેશ અરૂણ! એક વાર, ફક્ત એકજ વાર તમારૂં મુખ જોવાનું મળે અને પછી મૃત્યુ પણ મને આવકારદાયક થઈ પડશે, મૃગજળ જેવી ખોટી આશા કયાંય ફળી સાંભળી છે?'

દરિયામાં મોજાં અને તેમાં તણાઈ આવતી વસ્તુઓ તરફ ઉષા જોઈ રહી.

'એમ કરતાં આ દરિયામાંજ સમાઈ જાઉં તો?' પુનઃ વિચારમાળાનો મણકો ફરવા લાગ્યો, 'પણ દરિયો પણ મારા જેવી દુઃખીને સંઘરવા કબુલ નહિ થાય. થોડો વખત એના ઉરમાં સમાવી, પછી આ તણાઈ આવતી વસ્તુઓની જેમ મારૂં મુડદું કોઈ કિનારે લાવીને નાખશે.

'અને પછી બીજે દિવશે સવારના છાપમાં—

"આપઘાત કે અકસ્માત?"

"એક હિન્દુ યુવતીનું મળી આવેલું શબ!"

વિગેરે વિગેરે રસભરપૂર મથાળાં આવે, લોકો કુતુહલ પામી વાંચી

જશે, કંઈ કંઈ તર્કો બાંધશે. એ લોકોમાં જાણે અજાણ્યે અરૂણ પણ કદાચ હોય. છાપું વંચાઈ ખુણામાં સ્થાન પામશે અને બીજે દિવસે એ બનાવ ભૂતકાળનો બની ભૂલાઇ જશે. જગત્‌માંથી એક વ્યક્તિનું એમ અસ્તિત્વ ઓછું થશે. "અજાણી હિન્દુ યુવતી" તરફ કોઇ કોઇ ઉદ્‌ગારાત્માઓ દિલસોજી પણ દર્શાવશે; પુનઃ પોતાના કાર્યમાં લીન બની, એ વાત ભુલી જશે અને ખલાસ.'

જાણે ફીલમમાંનું ચિત્ર જોતી હોય તેમ ઉપલા સર્વ ખ્યાલો ઉષાની દૃષ્ટિ સમક્ષ દશ્યોની જેમ તરી રહ્યા. ઉષા ઘડીક કંપી ગઇ............

× + +

મનને શાન્તિ મળે એ ઇચ્છાથી નલિની ચોપાટી પર ફરવા આવી હતી. આજેજ એને આટલા બધા દિવસોમાં એકલાપણું લાગતું હતું. ઘણીવાર કંઈપણ ખાસ કારણ ન હોય છતાંય, કોણ જાણે કેમ, આપણું ચિત્ત ચકડોળે ચઢી, નિરાશ થઇ જાય છે. રહાંજ થઇ ગઇ અને જરા અંધારૂં થતાં, ઘરે જવા એ મોટરમાં બેઠી. મોટર શરૂ થાય ત્યાર પહેલાંજ એક યુવતી, મોટરની અફ્ડટ લાગી હોય કે પછી ચક્કર આવ્યા હોય, મોટરની આગળજ બેભાન થઈ પડી. મોટરની અડફ્ટ લાગી હશે એમ ધારી, નલિનીએ સમયસૂચક્તા વાપરી એ યુવતીને મોટરમાં લઇ લીધી.

ઘેર આવી ડોકટરને બોલાવ્યો. 'કાંઇ ખાસ ગભરાવા જેવું નથી' કહી ડોકટરે દવા લખી આપી. ફી ગજવામાં મુકી રસ્તે પડયો. દવા મંગાવી નલિનીએ ઉષાને—તે યુવતી ઉષાજ હતી—પાઇ, પણ અકસ્માતની ભ્રમણાને લીધે એ હજુ પૂર્ણ શુદ્ધમાં આવી ન હતી. એટલેજ નલિનીએ રમણને તેડવા રામો મોકલ્યો હતો.

## પ્રકરણ—૨૭ મું.

### "પુનર્મિલન"

"આ પ્રેમ સંસારી તણો,
તુજ તેજ જેવો છે નકી;
એ અમૃતે શું ઝેરનાં,
બિન્દુ ભર્યાં વિધિએ નથી?"
—કલાપિ.

રજનીને ત્યાંથી નિકળેલી સર્વ મિત્રમંડળી જ્યારે રમણને ઘેર આવી

ત્યારે પણ ઉષા હજુ પૂર્ણ ભાનમાં આવી ન હતી. નલિનીના ખાટલા પર ઉષા સૂતી હતી. પાસેજ નલિની બેઠી હતી.

'કોણ ઉષા!' સૌથી આગળ આવેલા અરૂણની નજર પડતાં તે બોલી ઉઠયો.

ઉષા એ સ્વર સાંભળી તરત ભાનમાં આવી, નયનો ઉઘાડતાંજ સામે અરૂણને જોયો. શું આ સત્ય હતું કે સ્વપ્નુ? એણે ફરી આંખો બંધ કરીને ઉઘાડી. ના, સ્વપ્નુ ન હતું. સત્યજ હતું, સાચેજ અરૂણ ઉભો હતો.

'અરૂણ!'

અરૂણે સ્વર ઓળખ્યો. એનીજ ઉષા હતી. વસ્તુસ્થિતિનું ભાન ભૂલી જઈ તરત એ ઉષાના માથા આગળ ખાટલામાં બેસી ગયો અને ઉષાનું મસ્તક પોતાના ખોળામાં લીધું. ઉષાના હૃદયમાં ડુમો ભરાઇ આવ્યો અને અરૂણના ખોળામાંજ મુખ ઢાંકી રડવા લાગી.

નલિની તો આ દશ્ય જોઇને આભીજ બની ગઈ. ઉષા કોણ અને અરૂણને એની સાથે શું સંબંધ?

'અરૂણ,' વિનયે કહ્યું, 'આજ ઉષાબ્હેન મારી માસીને ત્યાં હતી!'

'એજ મારી ઉષા છે,' અરૂણે કહ્યું, 'આજ અકસ્માતજ 'પુનર્મિલન' થયું

'પણ આ બધું ગૌડબંગાળ જેવું શું છે?' રજનીએ પુછયું.

'જુઓ! હુંજ સૌ વાત કરૂં!' વિનયે કહ્યું. સર્વ ઇંતેજારીપૂર્વક એને સાંભળી રહ્યા. અરૂણ-ઉષાનો પુર્વ ઇતિહાસ, જેવો અરૂણે કહ્યો હતો તેવો વિનયે સંભળાવ્યો. નલિનીએ પોતાના ભાગ્યાકાશમાંથી અરૂણને આથમતો જોયો, પણ સાથે સાથે ઉષાનું ગરિબડું મુખ જોતાંજ, એને એ આઘાત બહુ અસહ્ય ન જણાયો. કદાચ આજ મોટરના અકસ્માતમાં ઉષાનું મૃત્યુ થયું હોત તો એની હત્યાનો દોષ પોતાને લાગત એટલુંજ નહિ, પણ અરૂણને મળ્યા સિવાય ઉષાનું મૃત્યુ થયું હોત તો ઉભયની સ્નેહ હત્યાનો દોષ પણ લાગત.

નલિની સામે મીંટ માંડી જોવાની અરૂણમાં હવે હિંમત ન હતી. પોતાને કેવો નીચ ધાર્યો હશે એ ખ્યાલથી શરમ આવી! એનાથી મોઢું ઉંચું થતું ન હતું. ઉષાને વસ્તુસ્થિતિનું ભાન મોડું મોડું થતાં, એણે અરૂણના ખોળામાંથી પોતાનું માથું લઇ લીધું.

'બ્હેન !' ઉષાની પાસે જઈ નલિનીએ કહ્યું, 'કહે છેને કે નરસામાંથી પણ કોઈ વાર સારૂં નિપજે છે. આજના અકસ્માતે અન્તે પરિણામ સારૂં આણ્યું. પ્રભુ હવે તમને બન્નેને સુખી રાખે.'

અંતે જે દિવસે અરૂણ–નલિનીના લગ્ન ઠર્યાં હતા તેજ દિવસે ઉષા–અરૂણના લગ્ન થયા. અને એમ વિખુટા પડેલા સ્નેહી આત્માઓનું "પુનર્મિલન" થયું, નવનિધરાય અને મધુલક્ષ્મીને પણ બોલાવવામાં આવ્યા હતા. ઉષા પાછી મળી એટલે એ લોકો પણ ખુશ થયા અને અરૂણના લગ્ન બદલ સંમતિ સહર્ષ આપી.

× × ×

"સમાજનાં સ્થંભ" જેવા અમથા કાકા આ સમાચાર જાણતાં, તમાકુનો ફાકો મારતા બોલ્યા, હું નહોતો કહેતો ? ઘરમાં ને ઘરમાંજ પતી જતું હોય તો બહાર કોઈ ન જવા દે ! સારૂં થયું કે પેલા નરોત્તમની વહુ મરી જવાને બદલે જીવતી રહી ગઈ, નહિ તો વળી બીજુંજ ઘર શોધવું પડતે !" જગતમાં 'પરોપકારીઓ'નો કંઈ ટોટો પડયો છે ?

શશિવદન ઉર્ફે ચંદ્રવદન, તે દિવસ પછી કયાંય આદશ્યજ થઈ ગયો હતો. એની રહેવાની જગ્યા પર "ભાડે આપવાનું છે" એવું 'બોર્ડ' પણ લાગી ગયું હતું. અને નીચે ખાટલી નાખી ચલમ ફુંકતો પઠાણ ઘર સાચવવા બેઠો હતો.

÷ ÷ ÷

'નલિની !' લગન થઈ ગયા પછી અરૂણે એક દિવસ એકાંતમાં નલિનીને કહ્યું.

'કેમ અરૂણ ?'

'તે દિવસ મેં તમને વચન આપ્યું હતું તે યાદ છે ને ?'

'એ કયાંથી યાદ આવ્યું ?' નલિનીને સમજ ન પડી કે શો ઉદ્દેશ હશે.

'જીંદગી સુધી જાળવી રાખવાની એ મારી એ પ્રતિજ્ઞા.

'હવે એ પ્રતિજ્ઞાને શું છે અરૂણ ?' નલિની વધુ વિસ્મય પામતી હતી.

'એ હસ્તને વધુ સુરક્ષિત હસ્તમાં મુકાયલો હું જોઈશ નહિ ત્યાં સુધી મારા હૃદયમાં એ પ્રતિજ્ઞા શલ્યની જેમ ખુંચશે.'

'અરૂણ ! અરૂણ ! આજે તમે સંપુર્ણ ભાનમાં......'

'હા, નલિની, હું પુર્ણ ભાનમાંજ છું. મારી વિનંતી માનશોને ?'

'કંઈ પણ ?'

'તમે માન્ય કરશો ?'

'જાણ્યા વિના અરૂણ કેવી રીતે......'

'માન્ય કરો તોજ કહું ?' અરૂણ હઠ પર ચઢયો.

'કબૂલ, લ્યો વચન,' શું કરે છે તેનું ભાન થાય તે પહેલાંજ નલિનીએ હસ્ત લાંબો કર્યો.

અરૂણે એ હસ્ત કન્યાદાન આપતા મામા કે ભાઈની જેમ ઝાલ્યો અને નાટકમાં જેમ "સીન ટ્રાન્સફર" થાય તેમ અગાઉથી ગોઠવી રાખ્યા પ્રમાણે રજનીકાન્તને બોલાવી, રજની કે નલિની કંઇપણ કહી શકે એ પહેલાંજ એણે રજનીના હાથમાં સોંપ્યો.

'બસ ! હવે મને શાન્તિ વળશે ! મારી પ્રતિજ્ઞા પુર્ણ થઇ.'

'અરૂણ ! પણ આ...શરમાઈ જતાં રજની અને નલિની સાથેજ બોલી ઉઠયા.'

'વર કન્યા સાવધાન કહું કે ?' વિનયે પ્રવેશ કરી પુછયું.

'બહુ ઉતાવળો તો !' અરૂણે કહ્યું. 'હજુ લૌકિક લગ્નને તો વાર છે. આ તો મેં મારૂં ઋણ ઉતાર્યું. તારા અને સુધાના લગ્નના દિવસેજ આ યુગલ પણ પ્રભુતમાં પગલાં માંડશે, સમજ્યો ?'

અરૂણ–ઉષાનો પુર્વ ઇતિહાસ જાણીને માણેકલાલને પણ હવે નલિનીને રજનીની સાથે પરણાવવામાં વાંધો ન નડયો. એટલેજ એમણે અરૂણની એ વિનંતી માન્ય કરી હતી.

'જો ઉષે !' ઉષાનો હસ્ત ખેંચી, પોતાના શયન ખંડમાંથી અગાશીમાં ઉષાને ખેંચી જતાં અરૂણે કહ્યું.

'શું ?' કહેતાં ઉષાએ ઉંચું જોયું એટલે અરૂણે ઉષાના ઓષ્ઠ ચુમી લીધા.

'જાઓ જાઓ !' શરમાઇ જઇ, અરૂણની છાતીમાં મુખ ઢાંકતાં ઉષા બોલી, 'તમે તો–ગાડાંજ રહ્યા ! બિચારો ચંદ્ર પણ શરમાઇને વાદળામાં છુપાઈ ગયો.'

\+ ÷ ÷

વાંચક ! એ 'પુનર્મિલન'માં આપણી નવલિકા પણ સમાપ્ત થાય છે !

# સમાપ્ત.

"વાર્તા વિભાગ" નો ખાસ વધારો.

# પટાલ પાણી યાને જહેરી નાગણ!



## સેંકડો સીનેમા, નાટકો, વાર્તામાં ન મળે તેવી ગજબ મોજ તથા સંસાર જીતવાની ચાવી પુરી પાડતી—
## ચાલુ વાર્તા—

લખનાર—રતનશાહ એફ. અચારીઆ.

(આગલાં સાંધણથી ચાલુ)

### પ્રકરણ—૩૩ મું.

જહાંગીરને એમ વિચારના વમલમાં પડેલો જોઈ સાકર તેના દીલનો ખ્યાલ પામી ગઇ! તેણીએ પોતાની રસીલી રંગીલી જીભની મીઠાસનો અને રૂ જેવા હાથની નરમાશનો પુર ઉપયોગ કરવા માંડયો.

"મારા જાન તમે એટલો ઉંડાણથી શું વીચાર કરોછ, મને નહીં. કહેવ? હું તમારી નથી? મારો જીવ જાન તે તમારો નથી!" અને તે સાંપણની માફક તેના ઉપર વીંટળાઈ ગઈ!

હા! તડકાના તાપથી ઘી પાણી જેવું બની જાય, સોડામાં નાખતાં બરફ પીગળી જાય તો સાકરયા ઓના ફરેબથી, ફરેસ્તા જેવો જહાંગીર કેમ નહી પીગલે? તે ધીમે ધીમે પાછો પીગળવા લાગ્યો. તેને મન સાથ વીચાર કીધો કે, "ઓફીસમાં લખી થોડીક વધારાની રજા મંગાવી લેવસ, ધણીયાણીને કાંઇ હીલ્લાં બાહણા લખી વાળશ. પણ એકવાર સાકર જેવી મીઠી મધ મોહીણીને તો નહીજ છોડવી. જે મોંજમાં વખત ગયો તે ખરો, પછીની વાત પછી થઇ રહેશે, જીવ્યા કરતાં જોયલું ભલું ને જોયા કરતાં ભોગવેલું ભલું!"

આખરે, સાકરની ખાએસ મુજબ દમણ જવાનું જહાંગીરે નક્કી કીધું. ત્યાં દરીયાની સામેજ એક હોટલ હતું. ત્યાંનો એક અલાહેદો રૂમ એનગેજ કીધો. અને સર્વ તૈયારીઓ કીધી.

જતી વખતે છેલ્લે દીને વાઘરાએ પોતે માંગવાને બદલે ગોઠવણ મુજબ સાકરેજ પેલી મોટી જેવી રકમ માટે વાત છેડી. એને "માંગેલી રકમનો અરધો એક ભાગબી ઝાંસસો તો મુવો દપત પરશે ને સુખથી તાંહ આપુને રહેવા દેશે" એમ કહ્યું.

"જો જો તો ખરા, આપરે એકલાં થશું તે પછી મારા જાન જાંગુને એટલો ખરચ કબી હું કરવા દેવશ નહી. હાલમાં તો આપો, શું કરશો? કસેવલે કામ કહારી લઇયે!"

ટુંકમાં, વાઘરાને રકમ મલી. અને બપોરની ત્રેનમાં સેંત્રલથી ઉપડતાં બંને પ્યારાંઓને સ્ટેશન પર તે મુકવા આવ્યો. ત્રેન ધમધમ કરતી ઉપડી, અને જહાંગીર તેમજ સાકરે છુટકારાનો દમ ખેંચ્યો.

દમણમાં તેઓએ પહેલા ચાર દહાડા તો સારી મજાહ કીધી. પેટ ભરતી તાડી, ફરવાને ગાડી, મનગમતો વાઇન ને ચોવીસે કલાક મોહબતમાં માઇન્ડ! એટલે વધું શું જોઇયે? પણ તે મજાહમાં કંઇકિ ખુદરતી કજા થઇ ગઈ! એટલે સાકરે હદ ઉપરાંત તાડી પી બેઅખત્યાર હોજરૂ ભરવાથી કંઇક કોલેરાની અસર થઈ, પરીણામમાં સાકરે આખી રાત ભયંકર હાલતે કહાડી, તે સીકનેસ વખતનો તેનો બકવાત અણુહદ અને સહરાગાટથી પુર હતો. ઘટતી સારવાર થઇ અને ત્રીજે દીને તો પાછી તેણી બીછાણેથી ઉઠી.

સાકરે પોતાની શીકનેસ દરશાવનારો કાગળ પોતાના ધન ધન ધોરી ધણીજી પર લખ્યો, વાઘરાજીએ તેનો વળતો જવાબ જહાંગીરને નામે લખ્યો. તેમાં એ એવી મતલબનું લખતો હતો કે:—

"મારી વાઇફની સીકનેસમાં તમે મુરબીએ ઘણી મદારત કીધી તે માટે તમારો સદાનો ઉપકારી છું. અને એવીજ મહેરબાની અને કાલજી સદા રાખતા રહેશો."

થોડા દીવસ પછી જહાંગીરે તેનો જવાબ લખ્યો. જેના જવાબમાં વાઘરાએ વળતો કાગળ લખ્યો તેમાં તે ખરચવા માટે થોડુંક કાંઇ મોકલવા લખતો હતો.

જહાંગીરે સાકરની સલાહથી અમુક રકમની નોટ કાગળમાં બીડી મોકલી. વળી તેનાં જવાબમાં વાઘરો લખતો હતો કે, નોટ મોકલી તે માટે આભારી છું. તમે હજુબી વધારે દીવસ રેહવો તેની કાંઇ અડચણ નહીં, પણ મારાં એક સગાં તમારાંજ હોટલમાં આવી ઉતરવાના છે એમ મને ખબર મલી છે તેથી આપણા વચ્ચેનો ભરમ બધો ખુલી જશે. અને લોકોમાં ચર્ચા થશે તેથી બહેતર કે તમો બીજે ઠેકાણે જાવો નહીં તો પાછાં ફરો તો સારૂં."

આ કાગળ વાંચી જહાંગીર ચમકયો. કારણ કે વાઘરાએ ગમે એવી ચાલાકીથી, ધમકીથી, તેના પાસથી પેલી ચીઠી લખાવી લીધી હતી પણ આ છેલ્લાં કાગળમાં પોતે કેવો આસામી હતો તે પોતાને હાથેજ લખીને બંધાઈ જતો હતો, તેની તેને સુદ્ધી હતી નહીં. તેને પૈસાને ખાતર પોતાની બૈરીને બીજા સાથે બહારગામ રહેવા રાજી ખૂશીથી મોકલી હતી અને તે ભરમ પોતાનાં સગાંની નજરે ખુલ્લો નહીં થાય તેની તે ચીંતા કરતો દેખાડતો હતો. એ પુરાવો જહાંગીરની તરફેણમાં શું કમી હતો?

હા! આબાદ આય કાગળ, મારી પાસેથી જબરીથી લખાવી લીધેલી ચીઠીને તોડી નાંખનારો છે.' જહાંગીર મન સાથ બબડયો.

જહાંગીર મહોબતમાં ગમે એવો ભાનભૂલો બન્યો હતો. પણ તેની ગુમ થયલી સઘળી અક્કલ હુશયારી વાઘરાએ પેલી લખાવી લીધેલી ચીઠી પછી જાગ્રત થઈ હતી, તે પછી તે દરેક પગલું બહુજ સંભાળથી ભરવા લાગ્યો હતો. સાકરના તેમજ વાઘરાને હાથના કંઘબી કાગળ પત્રો આગળ માફક ફાડી નાંખતો તે હવે અટકયો અને તે પ્રમાણે વાઘરાએ દમણ મોકલેલાં દરેક કાગળો પણ જતનથી પોતા પાસ છુપાવી રાખ્યાં. કારણ કે વાઘરો કદાચ કાંઈ ઓછું પડતાં, એ પોતા પાસે લખાવી લીધેલી ચીઠીથી તેની આબરૂ પર હુમલો કરે એવો જહાંગીરને ભય થયો, અને તેથી તે દીવસથી તે ચેતીનેજ ચાલતો હતો.

ભલો ભણનાર ભુલે, અઠંગ તરનાર ડુબે, તેમ અફલાતુન મવાલી પણ બાઝે વખત કેવી ઠાપ ખાય છે તેનો આ વાઘરાને હાથનો કાગળ એક જાબજા સીદ્ધાંત પુરો પાડતો હતો.

એક દીને દમણનાં હોટલમાં સાકરે રાબેતાથી વધારે છાંટો લીધો હતો અને તેના બહારમાં તેણી જહાંગીર આગળ પુછતી હતી કે "મરે મારો સલીમ શું કરતો હોશે? તેનો મારા પર ઘણોજ જીવ, પગાર મળે તો તેબી આખો ખરચીને મારે વરે ગમતી ચીજો લાવે, મુવો, કોણ જાણે શું મારી પર જાદુ કરતો હોશે કે ખાતાં પીતા સુતાં સાંમ્મે ઉભેલોજ દેખાય છ!'

આ સાંભળી જહાંગીરનો ગુસ્સો અંદર ખાતેથી તો ઉછળી આવ્યો પણ સાકર પાસે આ તકે કાંઇ વધું બોલવા તે બોલ્યો, "હં, એમ કે?"

"હા મુવો ઘણા લાંબા વખતનો આગળ ને આગળ રહેલો, કોઈ દહારો છુટા પડેલાંજ નહીં તેથીબી એમ સાંમ્મો દેખાયા કરતો હોશે પણ વહાલા, વાઘરાનો માસીસો વીટી જાય ને તમે મને કલકત્તે લઈ સીધારો તાહરે એનેબી સાથે લઇ લેશો કેની?"